પ્રકાશન નં. ૪૬૯

# શબે કદ્ર

# شبِ قدر



હસન ભડકોદ્રવી



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨,
તા. જિ. ભરૂચ (ગુજ.–ઇન્ડિયા).

કિતાબનું નામ : શબે કદ્ર

સંપાદક : હસન ભડકોદ્રવી

આવૃત્તિ : પહેલી

પ્રકાશન નં. : ૪૬૯

પ્રત : ૧000

પ્રકાશન વર્ષ : ૧૪૨૭ / ૨૦૦૬

મૂલ્ય :

પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ—૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

PUBLICATION DEPARTMENT :
DARUL ULOOM BHARUCH,
AT. & PO. KANTHARIA-392 162,
TA. & DIST. BHARUCH. (GUJ.-INDIA)

# ☆ અનુક્રમ ☆

# આમુખ

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન, વસ્સલાતુ વસ્સલામુ અલા સય્યિદિલ મુરસલીન..........**

અલ્લાહ તઆલાએ ઉમ્મતે મુહમ્મદિય્યહને હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બરકતથી અનેક વિશિષ્ટ નેઅમતો અને ઈન્આમોથી ગૌરવવંત ફરમાવી છે. એ પૈકી એક મહાનતમ્ અને ઉચ્ચતમ્ ઈન્આમ અને નેઅમત "શબે કદ્ર" પણ છે.

આ એક મહા અઝમત અને બરકતવાળી રાત છે. કુર્આન અને અહાદીસમાં એની પુષ્કળ ફઝીલત બયાન કરવામાં આવી છે. પીરાને પીર હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)એ શબે કદ્રને "સય્યિદુલ લયાલી" (તમામ રાતોની સરદાર)ની ઉપમા આપી છે. (અલ ગુન્યહ : ૨/૧૦) આ ઉપમા અર્થપૂર્ણ અને યથાયોગ્ય જ છે, કારણ કે ખુદ અલ્લાહ તઆલાએ પોતાના કલામે પાકમાં શબે કદ્રનો ઉલ્લેખ ફરમાવ્યો છે, જે તમામ કલામોનો સરદાર છે.

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) ફરમાવે છે :

"અલ્લાહ તઆલાએ આખા વર્ષના અનવાર અને બરકાત રમઝાન મુબારકમાં જમા કરી દીધાં છે અને આ તમામ બરકાતનું તત્ત્વ (જવહર) છેલ્લા અશરહમાં મૂકી દીધું છે અને પછી આ તત્ત્વનું સત્ત્વ (લુબ્બે લુબાબ) અને અત્તર શબે કદ્રમાં ઠાલવી દીધું છે."

(ગુલદસ્ત–એ–તફાસીર : ૭/૬૭૩, મઆરિફુલ કુર્આન (ઈદ્રીસી) : ૮/૫૦૯)

'શબે કદ્ર અમન, ચૈન–સુકૂન અને એકાગ્રતાની રાત છે. એમાં અલ્લાહવાળા બુઝુર્ગો પોતાની ઈબાદતમાં અજીબ લઝ્ઝત, હલાવત અને તમાનિયત (આત્મસંતોષ) મહસૂસ કરે છે અને આ બધું તે રહમત અને બરકતના ઊતરાણની અસર હોય છે, જે હઝરત જિબ્રીલ (અલૈ.) અને અન્ય ફરિશ્તાઓના માધ્યમથી પ્રગટ થાય છે. અમુક રિવાયતોમાં છે કે, આ રાતે હઝરત જિબ્રીલ (અલૈ.) અને (સાથી) ફરિશ્તાઓ ઈબાદતગુઝારો અને ઝિક્ર કરનારાઓ પર સલાતો–સલામ મોકલે છે, અર્થાત્ એમના હકમાં રહમત અને સલામતીની દુઆ કરે છે." (તફસીરે ઉસ્માની)

આગલી ઉમ્મતો લાંબી લાંબી મુદતો સુધી પરિશ્રમપૂર્ણ અને કષ્ટદાયક ઈબાદતો દ્વારા અલ્લાહ તઆલાની બારગાહમાં જે તકર્રુબ (સમીપતા) પ્રાપ્ત કરતી હતી, તે તકર્રુબની પ્રાપ્તિ આ ઉમ્મત માટે એક રાતની થોડીક ક્ષણોમાં જ મુકદ્દર ફરમાવી દીધી છે. જેમ કે, સૂરએ કદ્રમાં એનો ઉલ્લેખ થયેલો છે.

આમ, શબે કદ્ર ઘણી જ અહમિયત, ઈફાદિયત અને અનેક ખુસૂસિયાત ધરાવે છે. શબે કદ્ર અલ્લાહ તઆલાની ખુસૂસી રહમત, બરકત અને તજલ્લિયાત નાઝિલ થવાની, વિશેષ બખશિશ અર્પણ

થવાની અને દોઝખથી નજાત પામવાની રાત છે. આ રાતના જે ભાગમાં પણ ઈબાદત કરાશે, તે એવી સઘળી રહમતો અને બરકતોનું નિમિત્ત બનશે, જે આ રાતમાં અલ્લાહ તઆલા તરફથી મૂકવામાં આવી છે..... કુર્આન અને હદીસમાં શબે કદ્ર જેટલી વિસ્તૃત, સ્પષ્ટ અને સચોટ ફઝીલત બીજી કોઈ રાતની બયાન કરવામાં આવી નથી; પરંતુ અફસોસ કે અમ મુસલમાનો શબે કદ્રની તલાશ અને તલબમાં ઝાઝી કોશિશ કરતા નથી. જે રાતોમાં શબે કદ્ર હોવાની શકયતા રહે છે, તે રાતોમાં પણ ઈબાદાત તરફ કોઈ ખાસ તવજ્જુહ આપતા નથી. આવી મૂલ્યવાન અને કદ્રપાત્ર રાતને આપણે આળસ, ગપસપ, ગફલત, ખેલકૂદ, આનંદ–પ્રમોદ, ખાણી–પીણી અને સહેલ–સપાટામાં વેડફી નાખીએ છીએ, લા પરવાહીથી !

કમસે કમ સંભવિત અને અપેક્ષિત રાતોમાં (એટલે કે અંતિમ અશરહની તાક રાતોમાં) તો યથાશક્તિ અને યથાતવફીક ધગશપૂર્વક ઈબાદાત વગેરેનો ખૂબ ઇહ્તિમામ (પ્રબંધ) કરવો જોઈએ, પોતાના ગુનાહોની માફી માંગવી જોઈએ, અલ્લાહ તઆલાને રઝામંદ કરવા એકાગ્રતાપૂર્વક મચી પડવું જોઈએ, નેકીઓની આ સીઝનનો ભરપૂર સદુપયોગ કરવો જોઈએ.

હકીકત આ છે કે, શબે કદ્ર બહુ મોટી દોલત છે, જેની પ્રાપ્તિ બહુ મોટી સઆદત છે. શબે કદ્રથી મહરૂમી ઘણી બદનસીબીની વાત છે.

અતિ ખુશનસીબ અને યશભાગી છે તે માણસ, જેને શબે કદ્રમાં ઈબાદત કરવાનું નસીબ થઈ જાય..... જો અલ્લાહ તઆલાની મદદ શામિલે હાલ થઈ જાય અને કોઈ ખુશનસીબને શબે કદ્રની

નેઅમત મયસ્સર થઈ જાય તો પછી દુનિયાની સઘળી નેઅમતો અને રાહતો એની સરખામણીમાં ગૌણ છે.... અને જો મયસ્સર ન થાય તો પણ અજર–સવાબથી તો ખાલી નથી.........

"અલ્લાહ તઆલાનું કેટલું મહાન ઈન્આમ છે કે, કોઈ દીની કામમાં કોશિશ કરવામાં આવે તો કામિયાબી ન મળવાની પરિસ્થિતિમાં પણ એ કોશિશનો અજર જરૂર મળે છે."

(ફઝાઈલે રમઝાન : ૪૭)

પ્રસ્તુત કિતાબમાં શબે કદ્રને સ્પર્શતા ફઝાઈલ, મસાઈલ અને અહકામ–પ્રમાણો અને સંદર્ભો સહિત–એકત્ર કરવામાં આવ્યા છે. તલબગાર સજ્જનો કિતાબના માર્ગદર્શન હેઠળ આ મુબારક રાતને શરીઅત–ચીંધ્યા માર્ગે, સહીહ અને શુદ્ધ રીતે ગુઝારી શકશે અને એની બરકતોથી સારી પેઠે માલામાલ થઈ શકશે, એવી ઉમ્મીદ છે.

આ કિતાબ શબે કદ્રની શોધખોળ અને પ્રાપ્તિમાં માર્ગદર્શક અને ભોમિયાની ભૂમિકા અદા કરી શકશે તેમ જ દીવાદાંડીની ગરજ સારશે, ઈન્શાઅલ્લાહ.

**રબ્બના તકબ્બલ મિન્ના.....**

અલ્પજ્ઞ,

**હસન ભડકોદ્રવી**



بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# શબે કદ્રની ફઝીલત કુર્આનમાં

શબે કદ્રની અઝમત અને અહમિયતનું વર્ણન કુર્આને મજીદમાં, બલકે કુર્આને મજીદની એક પૂરી સૂરતમાં પણ કરવામાં આવ્યું છે અને એવી અછૂતી તથા સારગર્ભિત શૈલીમાં કરવામાં આવ્યું છે કે, એની અઝમતો આપણી વર્ણનશક્તિ અને સમજબુદ્ધિની મર્યાદાઓથી પણ બહાર છે. ફરમાવ્યું :

**''ઈન્ના અન્ઝલ્નાહૂ ફી લય્‌લતિલ કદ્રિ.......** કુર્આને મજીદને અમે શબે કદ્રમાં ઉતાર્યું છે.......''

મતલબ કે કુર્આને મજીદ ''લવ્હે મહફૂઝ''થી ''આકાશી જગત'' પર ''શબે કદ્ર''માં ઉતારવામાં આવ્યું છે અને શાયદ આ જ રાતે આકાશી દુનિયા પરથી હઝરત પયગમ્બર અલયહિસ્સલામ પર ઊતરવાનું શરૂ થયું.

આ બયાન ફરમાવ્યા પછી ઈરશાદ ફરમાવાયો છે :

**''વ મા અદ્‌રા-ક મા લય્‌લતુલ કદ્રિ.....** અને આપ (સલ.) શું જાણો (છો) કે લય્‌લતુલ કદ્ર શું છે ?''

આ રાતની અઝમત અને બરકત શું છે ? શા કારણે કુર્આને મજીદ આ શબે કદ્રમાં ઉતારવામાં આવ્યું ? આ રાતનો અલ્લાહ તઆલાની નજીક શું દરજ્જો છે ? અને એમાં ઈબાદત અને ઝિક્રે ઈલાહીનો કેટલો મોટો સવાબ છે ? એની હદ અને હકીકતનું બયાન તો કોઈની સમજમાં આવી શકતું નથી. બસ, એટલું સમજી લો કે :

**"લય્લતુલ કદ્રિ ખય્રુમ્ મિન અલ્ફિ શહ્રિન્.....** શબે કદ્ર હજાર મહિનાઓથી બેહતર છે....."

એટલે કે આ એક રાતની ઈબાદત હજાર મહિનાઓની ઈબાદતના સવાબથી અધિકતર અને બેહતર છે.

ભાવાર્થ આ છે કે, આ રાતે નેકી કરનાર વ્યક્તિનું દષ્ટાંત એવું છે, જાણે કે તે હજાર મહિનાઓ સુધી નેકી કરતો રહયો, બલકે એનાથી પણ વધુ....... તફસીરકારોએ નોંધ્યું છે કે, શબે કદ્ર હજાર મહિનાઓથી બેહતર હોવાનો ભાવાર્થ આ છે કે, આ એક રાતે કરાતી ઈબાદત એવી હજાર રાતોમાં કરાતી ઈબાદતથી બેહતર છે, જેમાં શબે કદ્ર ન હોય..... એક હજાર મહિનાઓના ૮૩ (ત્યાશી) વર્ષ અને ૪ (ચાર) મહિના થાય છે. આ રીતે જોવામાં આવે તો જે માણસે શબે કદ્રમાં ઈબાદત કરી અને એને પામી લીધી તો જાણે એણે ત્યાશી વર્ષ અને ચાર મહિના અલ્લાહ તઆલાની ઈબાદતમાં પસાર કરી દીધા.

આ વાત પણ નજર સમક્ષ રાખવી જોઈએ કે અલ્લાહ

તઆલાએ શબે કદ્રને હજાર મહિનાઓથી બેહતર લેખાવી છે, બરાબર (સમાન અને સરખી) લેખાવી નથી. હવે બેહતર કયા દરજ્જા સુધી હશે ? બે ગણી, ચાર ગણી, દસ ગણી કે સો ગણી ? એની હકીકત તે જ બેહતર જાણે છે.

ત્યાર બાદ આ રાતની બરકતો અને એની રૂહાની રોનકો (ભવ્યતાઓ)નું આ પ્રમાણે વર્ણન કરાયું છે :

**"તનઝ્ઝલુલ મલાઈ-કતુ વર્રૂહુ ફીહા બિઈઝ્નિ રબ્બિહિમ્ મિન્ કુલ્લિ અમ્રિન્ સલામુન્ હિ-ય હત્તા મત્લઈલ્ ફજ્ર."**

[અર્થ : તે રાત્રે ફરિશ્તાઓ અને રૂહ (અર્થાત્ હઝરત જિબ્રીલ અલૈ.) પોતાના પરવરદિગારના હુકમથી તમામ ફેંસલાઓ લઈને ઊતરે છે. તે હળાહળ સલામતીની રાત છે, પરોઢના ઊદય સુધી (બરકતો અને રોનકનો આ સિલસિલો કાયમ રહે છે)........].

સારાંશ કે અલ્લાહ તઆલાના હુકમથી રૂહુલ કુદ્સ (હઝરત જિબ્રીલ અલૈ.) અસંખ્ય ફરિશ્તાઓના સમૂહ સાથે પૃથ્વી પર ઊતરે છે, જેથી મહાન ખૈર અને બરકતથી પૃથ્વીવાસીઓને ફૈઝવંત કરે. સર્વથા, આ મુબારક રાતે બાતિની હયાત અને રૂહાની ખૈર-બરકતનું એક ખાસ ઊતરાણ થાય છે.

  

અલ્લાહ તઆલાએ શબે કદ્ર વિશે ફરમાવ્યું છે : 'સલામુન્ (તે રાતે સાંગોપાંગ સલામ છે). તફસીરકારોએ આ શબ્દના અનેક ભાવાર્થ તારવ્યા છે :

(૧) ફરિશ્તાઓ આખી રાત આકાશેથી પૃથ્વી પર ઊતરે છે અને ઈબાદતગુઝારોને સલામ કરે છે. આ ભાવાર્થ ઈમામ શુઅ્બી (રહ.)એ બયાન ફરમાવ્યો છે.

(૨) આ રાત આફતો અને અનિષ્ટોથી મહફૂઝ અને સલામત રહે છે. ફરિશ્તાઓ એમાં ખૈર, બરકતો અને સઆદતો લઈને ઊતરે છે.

(૩) આ રાત તીવ્ર આંધી, ગાજવીજ અને કડાકા–ભડાકાઓથી સલામતીવાળી છે. આ મતલબ અબૂ મુસ્લિમ (રહ.)એ બયાન ફરમાવ્યો છે.

(૪) આ રાત શયતાનની બૂરાઈથી સલામત રહે છે. એટલે કે આ રાત્રે શયતાન બહેકાવવાની, ગુમરાહ કરવાની, બુરાઈ કે તકલીફ પહોંચાડવાની શક્તિ ધરાવતો નથી. આ રાત બીમારીઓ ઉત્પન્ન થવાથી સલામત રહે છે. હઝરત મુજાહિદ તાબિઈ (રહ.)એ આ ભાવાર્થ બયાન ફરમાવ્યો છે.

(તફસીરે કબીર : ૩૨/૩૬, બયહકી કૃત "ફઝાઈલુલ અવકાત"–૨૫૫/૨૫૬, શુઅ્બુલ ઈમાન : ૩/૩૩૮, ફઝીલતકી રાતેં : ૧૦૩)

○ ○ ○

કુર્આને મજીદની આ મુબારક સૂરહથી શબે કદ્ર વિશે ચાર વાતો સ્પષ્ટપણે જાણવા મળી :

(૧) કુર્આને મજીદ આ જ રાતમાં નાઝિલ થયું (નાઝિલ થવાનું શરૂ થયું).

(૨) આ રાત હજાર મહિનાઓથી બેહતર છે. એટલે કે આ રાતની ઈબાદતનો અજર–સવાબ હજાર મહિનાઓની ઈબાદતના અજર– સવાબથી પણ વધુ છે.

(૩) આ રાતે ફરિશ્તાઓ મોટી સંખ્યામાં ઊતરે છે.

(૪) આ સલામતીની રાત છે અને આ રાતે આ બધી જ બરકતો અને રહમતો સુબ્હે સાદિક સુધી રહે છે. બસ, સમગ્ર રાત સલામતી જ સલામતી વ્યાપેલી રહે છે, પરોઢિયા સુધી.



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, કુર્આને મજીદનું એકસામટું ઊતરાણ સંપૂર્ણ કુર્આન રૂપે આસ્માને દુનિયા પર થયું અને બીજું ઊતરાણ ક્રમશઃ (ટુકડે ટુકડે) હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર થયું, જ્યારે આપ (સલ.)ની ઉંમર મુબારક ચાળીસ વર્ષની હતી.

કુર્આને કરીમના નુઝૂલ (ઊતરાણ) વિશે ખુદ કુર્આને

મજીદથી નીચે ટાંકેલી વિગતો જાણવા મળે છે :

(૧) કુર્આને મજીદના નુઝૂલનો આરંભ રમઝાન મહિનામાં થયો.

(૨) જે રાતે આ નુઝૂલની શરૂઆત થઈ તે શબે કદ્ર હતી.

(૩) આ તે જ તારીખ હતી, જેમાં પાછળથી ગઝ્‌વ–એ–બદ્ર પેશ આવ્યો. (તુહફ–એ–હુફ્ફાઝ : ૫૯)



અલ્લાહ તઆલાએ કુર્આનના નુઝૂલ (ઊતરાણ) માટે મહિનાઓમાં જેવી રીતે રમઝાન મુબારકને પસંદ ફરમાવ્યો, જે સઘળા મહિનાઓમાં ઉચ્ચતર, બરકતવંત અને રહમતવાળો છે, એવી જ રીતે એણે કુર્આને મજીદના નુઝૂલ માટે રાતોમાંથી શબે કદ્રને ચૂંટી લીધી, જે સઘળી રાતોમાં અફઝલ, બલકે કુર્આને કરીમના પ્રત્યક્ષ વર્ણન અનુસાર હજાર મહિનાઓથી બેહતર છે.

## શબે કદ્રના ફઝાઈલ હદીસમાં

શબે કદ્રની ફઝીલત અને અહમિયત વિશે કુર્આને મજીદના ઉપરોક્ત બયાન ઉપરાંત અહાદીસમાં પણ હુઝૂર નબીએ

કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અમુક વાતો રિવાયત થઈ છે.

(૧) હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે બેશક, આ (રમઝાન) મહિનો આવી ચૂકયો છે, એમાં એક એવી રાત છે (શબે કદ્ર જે ઈબાદતની કદર–કિંમતની દષ્ટિએ) હજાર મહિનાઓથી બેહતર છે. જે માણસ આ રાતથી મહરૂમ થઈ ગયો, તે કુલ ખૈર (સંપૂર્ણ ભલાઈ)થી મહરૂમ થઈ ગયો અને આ રાતની ભલાઈથી તે જ માણસ મહરૂમ થશે, જે પૂરેપૂરો મહરૂમ હોય (જેને ઈબાદતની બિલકુલ રસ–રુચિ ન હોય અને જે સઆદતની ફિકરથી કોરોકટ હોય). (ઈબ્ને માજહ)

(૨) હઝરત સલમાન ફારસી (રદિ.)થી રિવાયત છે, આપ ફરમાવે છે કે શા'બાન મહિનાની અંતિમ તારીખે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અમને એક ખુત્બહ દીધો, જેમાં ફરમાવ્યું :

''હે લોકો ! તમારા પર એક અઝમત અને બરકતવાળો મહિનો છાંયડો પાથરવા આવી રહયો છે. આ મુબારક મહિનાની એક રાત (શબે કદ્ર) હજાર મહિનાઓથી બેહતર છે......'' (સહીહ ઈબ્ને ખુઝયમહ, બયહકી)

(૩) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ શબે કદ્રમાં ઈમાન સાથે અને સવાબ પ્રાપ્ત કરવાની

નિય્યતે (ઈબાદત માટે) ઊભો રહેશે (આ રાતે નવાફિલ પઢશે) તો એના પાછલા (અગાઉ થયેલા તમામ (સગીરહ) ગુનાહ માફ કરી દેવામાં આવશે.

(બુખારી : ૧/૨૭૦, મુસ્લિમ : ૧/૨૫૯, મુખ્તસર અત્તરગીબ વત્તરહીબ : ૧૭૧)

(૪) "નસાઈ"ની એક રિવાયતમાં છે કે, પાછલા (પાછળના) તમામ ગુનાહ પણ માફ કરી આપવામાં આવે છે.

(અત્તરગીબ : ૧૭૧)

(૫) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "શબે કદ્ર"માં હઝરત જિબ્રીલ (અલૈ.) ફરિશ્તાઓની એક જમાઅત સાથે ઊતરે છે અને અલ્લાહના જે બંદાઓ ઊભા ઊભા અથવા બેઠા બેઠા ઈબાદત અને ઝિક્રે ઈલાહીમાં મશગૂલ રહે છે, તેમના વાસ્તે આ સર્વ ફરિશ્તાઓ ખૈર અને રહમતની દુઆ કરે છે........

(બયહકી : ૩/૩૪૩, મિશ્કાત : ૧૮૨, ફઝીલતકી રાતેં : ૯૬)

(૬) હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : શબે કદ્ર રમઝાનના અંતિમ અશરહમાં હોય છે. જે માણસ આ અશરહમાં સવાબની નિય્યતે (ઈબાદત માટે) ઊભો થાય છે તો એના આગલા–પાછલા બધા જ ગુનાહ માફ કરી દેવામાં આવે છે.....

(મુસ્નદે અહમદ : ૫/૩૨૪, મજ્મઉઝ્ ઝવાઈદ : ૩/૧૭૫)

(૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) મરફૂઅન્ રિવાયત કરે છે કે, જયારે શબે કદ્ર હોય છે તો અલ્લાહ તઆલા જિબ્રીલ (અલૈ.)ને હુકમ આપે છે, તો જિબ્રીલ (અલૈ.) ફરિશ્તાઓના સમૂહમાં જમીન તરફ ઊતરે છે. તે ફરિશ્તાઓ પાસે લીલા રંગના ઝંડા હોય છે, જેમને તેઓ બયતુલ્લાહ શરીફના છત પર ખોસી દે છે. જિબ્રીલ (અલૈ.)ની સો (૧૦૦) પાંખો છે, જે પૈકી બે પાંખો તો આ રાત્રે જ ખોલે છે. તે બે પાંખો પૂર્વ અને પશ્ચિમને વટાવી જાય છે–ઓળંગી જાય છે. જિબ્રીલ (અલૈ.) આ રાત્રે ફરિશ્તાઓને ઉભારે છે, જેથી તે ફરિશ્તા પ્રત્યેક તે બંદાને સલામ કરે છે, જે ઊભો હોય કે બેઠો હોય, નમાઝ પઢતો હોય કે ઝિક્રમાં મશગૂલ હોય. તદુપરાંત, તેઓ આ લોકોથી મુસાફહા (હસ્તમેળાપ) કરે છે અને એમની દુઆઓ પર આમીન કહે છે, અહિંયા સુધી કે સવાર પડી જાય છે. પછી જયારે સવાર પડી જાય છે તો જિબ્રીલ (અલૈ.) ફરિશ્તાઓને સાદ આપીને કહે છે કે બસ, હવે ચાલો ! ફરિશ્તા અરજ કરે છે કે, હે જિબ્રીલ (અલૈ.) ! અલ્લાહ તઆલાએ ઉમ્મતે મુહમ્મદિય્યહના મુઅ્મિનોની જરૂરિયાત વિશે શું ફેંસલો ફરમાવ્યો છે ? જિબ્રીલ (અલૈ.) કહે છે કે, અલ્લાહ તઆલાએ તેમને નઝરે રહમત (કૃપાદષ્ટિ)થી નિહાળીને તેમનાથી દરગુઝર ફરમાવી તેમને માફ કરી દીધા છે, ચાર (પ્રકારના) માણસો સિવાય. સહાબએ કિરામ (રદિ.) કહે છે કે, અમે અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! તે ચાર માણસો કોણ છે ? આપ (સલ.)એ ફરમાવ્યું : દારૂ–શરાબનો વ્યસની,

માં–બાપનો નાફરમાન, રિશ્તેદારો સાથેનો સંબંધ તોડી નાખનાર (કત્એ રહમી કરનાર) અને મુશાહિન. અમે અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! "મુશાહિન"થી કોણ મુરાદ છે ? ફરમાવ્યું : "મુસારિમ" અર્થાત્ કીનાખોર માણસ.

(ઈમામ બયહકી કૃત '"ફઝાઈલુલ અવકાત"–૨૫૧, ફઝીલતકી રાતેં : ૯૯)

અહાદીસથી જાણવા મળે છે કે, હઝરત જિબ્રીલ (અલૈ.) આ રાત્રે ઈબાદત કરનારાઓ સાથે મુસાફહા કરે છે, જેની નિશાની આ છે કે, શરીરના રૂંવાડા ઊભાં થઈ જાય છે, દિલમાં રિક્કત (કોમળતા) ઉત્પન્ન થઈ જાય છે અને આંખોમાંથી આંસુ વહેવા માંડે છે.

હદીસમાં ઉલ્લેખાયેલા ફરિશ્તાઓના સલામ, મુસાફહા અને દુઆને મામૂલી સમજવા જોઈએ નહિ, બલકે એમાં ઉમ્મતે મુહમ્મદિય્યહની મહાન અને ઉચ્ચ ફઝીલતનો ઈઝહાર થાય છે, કારણ કે પહેલાં ફરિશ્તાઓ પૂર્વજ અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ) પર વહી લઈને ઊતરતા હતા અને હવે ઉમ્મતે મુહમ્મદિય્યહ પર ઊતરે છે, સલામ અને દુઆ કરવા માટે.

(૮) હઝરત અબૂ હુરયરહ (રદિ.) નબીએ કરીમ (સલ.)થી રિવાયત કરે છે કે, શબે કદ્રમાં ફરિશ્તા કાંકરીઓથી પણ વધુ સંખ્યામાં જમીન પર ઊતરે છે.

(મુસ્નદે અહમદ, લતાઈફુલ મઆરિફ : ૩૦૩)

(૯) હઝરત જાબિર (રદિ.) શબે કદ્ર વિશે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ નકલ કરે છે કે, આ રાતે ફજર તુલૂઅ થતાં સુધી શયતાન બહાર નીકળતા નથી. (સહીહ ઈબ્ને હિબ્બાન : લતાઈફુલ મઆરિફ : ૩૦૩)

(૧૦) ઝહ્હાક (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે, આ રાતે સરકશ (નાફરમાન) જિન્નાતને કેદ કરી દેવામાં આવે છે. ખબીસ જિન્નાતને બેડીઓમાં જકડી દેવામાં આવે છે. આ રાતે આકાશના તમામ દ્વાર ખોલી દેવામાં આવે છે અને અલ્લાહ તઆલા દરેક તૌબા કરનારની તૌબાને કબૂલ ફરમાવે છે.

(લતાઈફુલ મઆરિફ : ૩૦૪)

(૧૧) હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)ની રિવાયતમાં છે કે, શબે કદ્રમાં શયતાન કોઈ એકાદ વ્યક્તિને પણ વળગીને પાગલ યા બીમાર કરવાની તથા કોઈ પણ પ્રકારનો ફસાદ ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવતો નથી. આ રાતે કોઈ જાદૂગરનો જાદૂ પણ લાગુ પડતો નથી.

(લતાઈફુલ મઆરિફ : ૩૦૪)

## શબે કદ્રનો અર્થ

શબ્દકોશમાં ''કદ્ર''ના અનેક અર્થ વર્ણવાયા છે :

(૧) અઝમત, (૨) તકદીર અને હુકમ, (૩) તંગી વગેરે.....

**(૧) અઝમત** : આ રાત અઝમતવાળી છે. એ જ પ્રમાણે આ રાતે ઈબાદત કરનાર વ્યક્તિ પણ અલ્લાહ તઆલાને ત્યાં અઝમતવાળી બની જાય છે. એ જ કારણે આ રાતને શબે કદ્ર કહેવામાં આવે છે.

**(૨) તકદીર અને હુકમ** : મખ્લૂક માટે તકદીરમાં લખાયેલા એક વર્ષના તમામ મુઆમલાત આ રાતે, સૃષ્ટિની વ્યવસ્થા સંભાળતા ફરિશ્તાઓને હવાલે કરવામાં આવે છે. જે કાંઈ નિર્ણયો અને પ્રોગ્રામો આગામી વર્ષમાં અમલમાં મૂકવાના છે, તે સઘળા ફરિશ્તાઓને હવાલે કરવામાં આવે છે. આ કારણે આ રાતને શબે કદ્ર કહેવામાં આવે છે.

અલ્લામહ આલૂસી (રહ.) ફરમાવે છે :

''પંદરમી શા'બાને આગામી વર્ષનો પ્રોગ્રામ ફરિશ્તાઓને હવાલે કરવામાં આવે છે કે તેઓ એને લવ્હે મહફૂઝમાં લખી દે. જયારે શબે કદ્રમાં જે મામલો યા જે કાર્યક્રમ જે ફરિશ્તાથી સંબંધિત હોય છે, તેને એની વિગત ફરાહમ કરાવવામાં આવે છે. જેમ કે, રોઝી વગેરેના મુઆમલાત હઝરત મીકાઈલ (અલૈ.)ને હવાલે થાય છે. મૌતના પરવાના હઝરત ઈઝરાઈલ (અલૈ.)ને હવાલે થાય છે. વગેરે....

(રૂહુલ મઆની : ૧૬/૩૩૪)

અબુ ઝ્રઝુહા (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)નું કથન નકલ કર્યું છે કે, અર્ધ શાબાનની રાતે

અલ્લાહ તઆલા તમામ અહકામ અને કાર્યોનો ફેંસલો ફરમાવે છે અને શબે કદ્રમાં એ તમામ અહકામ કાર્યકર્તાઓ (ફરિશ્તાઓ)ને સુપ્રત કરે છે.

(બગવી, ગુલદસ્ત–એ–તફાસીર : ૭/૬૭૪)

(૩) **તંગી** : આ રાતે ફરિશ્તાઓ પૃથ્વી પર પુષ્કળ પ્રમાણમાં ઊતરતા હોવાથી જમીન તંગ બની જાય છે. એટલે જ એને શબે કદ્ર કહેવામાં આવે છે.

હઝરત અબૂ બક્ર વર્રાક (રહ.) ફરમાવે છે કે, ત્રણ કારણોસર આ રાતનું નામ "શબે કદ્ર" પાડવામાં આવ્યું છે :

(૧) આ રાતે મરતબાવાળી કિતાબ (કુર્આન મજીદ) નાઝિલ થઈ છે.

(૨) આ કિતાબ મરતબાવાળા ફરિશ્તા (જિબ્રીલે અમીન અલૈ.) દ્વારા નાઝિલ થઈ છે.

(૩) આ કિતાબ મરતબાવાળી ઉમ્મત પર નાઝિલ થઈ છે.... શાયદ આ જ કારણે અલ્લાહ તઆલાએ સૂરએ કદ્રમાં ત્રણ વાર "કદ્ર" શબ્દ પ્રયોજ્યો છે. (ફઝીલતકી રાતેં : ૮૯)

(૪) ચોથું કારણ બતાવવું હોય તો કહી શકાય કે, સર્વોચ્ચ મરતબો ધરાવનાર રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર આ કિતાબ નાઝિલ થઈ છે.

**(હસન ભડકોદ્રવી)**

# ઉમ્મતે મુહમ્મદિય્યહને શબે કદ્ર મળવાનો સબબ

હઝરત ઈમામ માલિક (રહ.) પોતાની "મુઅત્તા" (નામી) કિતાબમાં રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આગલી ઉમ્મતોના લોકોની ઉંમર બતાવવામાં આવી, તો શાયદ આપ (સલ.)ને એમની ઉમરની સરખામણીમાં પોતાની ઉમ્મતના લોકોની ઉંમર ઓછી અને ટૂંકી નિહાળીને આ વિચાર ઉદ્દભવ્યો કે, મારી ઉમ્મતના લોકો (બહુ ઓછી ઉંમર હોવાને કારણે) અમલના તે દરજ્જા સુધી પહોંચી શકશે નહિ, જે દરજ્જે આગલી ઉમ્મતોના આ લોકો પહોંચે છે. તો અલ્લાહ તઆલાએ આપ (સલ.)ને શબે કદ્ર અતા ફરમાવી, જે હજાર મહિનાઓથી બેહતર અને અફઝલ છે (અને જેમાં ઈબાદત કરવાનો સવાબ વર્ષોવર્ષની ઈબાદતના સવાબ બરાબર છે).

(૨) ઈબ્ને અબી હાતિમે મુજાહિદ (રહ.)થી મુર્સલન્ રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બની ઈસરાઈલના એક મુજાહિદનો અહેવાલ બયાન ફરમાવ્યો, જે એક હજાર મહિનાઓ સુધી સતત જિહાદ કરતો રહયો. તેણે શસ્ત્રો કદી હેઠાં મૂકયાં નહિ. મુસલમાનોને આ બીના સાંભળીને આશ્ચર્ય થયું. એના સંદર્ભમાં સૂરએ કદ્ર નાઝિલ થઈ, જેમાં આ ઉમ્મત માટે માત્ર એક રાતની

ઈબાદતને પેલા મુજાહિદની જીવનભરની ઈબાદત (એક હજાર મહિનાઓની ઈબાદત)થી બેહતર ઠેરવવામાં આવી છે.... ઈબ્ને જરીર (રહ.)એ મુજાહિદ (રહ.)ની રિવાયતથી એક અન્ય બનાવનો ઉલ્લેખ કર્યો છે કે, બની ઈસ્રાઈલમાં એક આબિદની આ હાલત હતી કે, તે આખી રાત ઈબાદતમાં મશગૂલ રહેતો અને સવાર થતાંવેંત જિહાદ માટે નીકળી પડતો. પછી આખો દિવસ જિહાદમાં મશગૂલ રહેતો. તેણે એક હજાર મહિનાઓ સતત આ જ ઈબાદતમાં વિતાવી દીધા. આ બનાવના અનુસંધાનમાં અલ્લાહ તઆલાએ સૂરએ કદ્ર નાઝિલ ફરમાવીને સૌના ઉપર આ ઉમ્મતની ફઝીલત સાબિત કરી દીધી....... આ હકીકતથી આ વાત પણ સ્પષ્ટ થઈ ગઈ કે, શબે કદ્ર ઉમ્મતે મુહમ્મદિય્યહની ખુસૂસિયાત (વિશેષતાઓ)માંથી છે.

(તફસીરે મઝહરી, સંદર્ભ : મઆરિફુલ કુર્આન : ૮/૭૯૧)

(૩) હઝરત અલી (રદિ.) અને હઝરત ઉર્વહ (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બની ઈસ્રાઈલના ચાર માણસો–હઝરત અય્યૂબ, હઝરત ઝકરિય્યા, હઝરત હિઝ્કીલ બિન અજૂઝ અને હઝરત યૂશઅ્ બિન નૂન–નો ઉલ્લેખ ફરમાવ્યો કે, આ સજ્જનોએ ૮૦–૮૦ (એંસી–એંસી) વર્ષ સુધી અલ્લાહ તઆલાની ઈબાદત કરી અને પલકારો મારવા બરાબર પણ તેની નાફરમાની કરી નથી. આ વાત પર સહાબએ કિરામ (રદિ.)ને આશ્ચર્ય થયું. તરત જ હઝરત જિબ્રીલ અલયહિસ્સલામ હુઝૂર નબીએ

કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે, આપની ઉમ્મતને એ હઝરાતની એંસી-એંસી વર્ષની ઈબાદત કરવા પર આશ્ચર્ય થઈ રહયું છે, અલ્લાહ તઆલાએ એનાથી બેહતર ચીજ મોકલી છે. જેમ કે, હઝરત જિબ્રીલ (અલૈ.)એ સૂરએ કદ્ર પઢી સંભળાવી અને ફરમાવ્યું : આ, એનાથી બેહતર છે, જેના પર આપને અને આપની ઉમ્મતને આશ્ચર્ય થઈ રહયું છે. આ સાંભળીને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબએ કિરામ (રદિ.) ખુશ થઈ ગયા.

(દુર્રે મન્સૂર : ૬/૩૭૧, ફઝીલતકી રાતેં : ૮૭/૮૮)

(૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયત અનુસાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પુરોગામી (આગલી) ઉમ્મતોની સરખામણીમાં પોતાની ઉમ્મતની મિસાલ આ પ્રમાણે બયાન ફરમાવી કે, એક જમાઅતને સવારથી સાંજ સુધી મજૂરી પર નિયુક્ત કરવામાં આવી અને તેણે ઝોહર સુધી કામ કર્યું. તેમને ચાર્જ નક્કી કર્યા અનુસાર એક-એક કીરાત મજૂરી ચૂકવવામાં આવી. બીજી જમાઅતે ઝોહરથી અસર સુધી કામ કર્યું અને તેમને પણ એક કીરાત મજૂરી આપવામાં આવી. પછી ત્રીજી જમાઅતને લાવવામાં આવી. તેમણે અસરથી મગરિબ સુધી કામ કર્યું અને તેમને બબ્બે કીરાત અર્પણ કરવામાં આવ્યા, તો આગલી જમાઅતોએ વાંધો ઉઠાવ્યો કે, હે અમારા માલિક ! અમે તો કામ વધારે કર્યું, છતાં અમને મજૂરી ઓછી મળી ! મતલબ કે

જે લોકોએ ઓછું કામ કર્યું, તેમને વધારે મજૂરી ચૂકવવામાં આવી. માલિકે જવાબ દીધો કે, શું તમારા પર કશો ઝુલ્મ કરાયો છે ? બલકે જે મજૂરી નક્કી થઈ હતી, તે ચૂકવવામાં આવી છે. આ છેલ્લી જમાઅતને જે વધારો અર્પણ કરાયો છે, એ તો મારું ઈનામ છે, હું જેને ચાહું આપું.

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ મિસાલ બયાન કર્યા બાદ ફરમાવ્યું : હે મારી ઉમ્મતના લોકો ! બસ, અસરથી લઈ મગરિબ સુધી કામ કરનારાઓ તમે જ છો અને આ ટૂંકા સમયગાળામાં કામ કરીને મહેનતાણું અને સવાબ તમે તે લોકો કરતાં વધુ પ્રાપ્ત કરી રહયા છો, જે તમારાથી અતિ પુષ્કળ કામ કરનારા હતા.

(મઆરિફુલ કુર્આન–ઈદ્રીસી : ૮/૫૧૧)

## શબે કદ્ર આગલી ઉમ્મતોને મળી નથી

શબે કદ્ર ઉમ્મતે મુહમ્મદિય્યહને અર્પણ થઈ છે. આગલી ઉમ્મતોને આ રાત મળી નથી. જમહૂર ઉલમાએ કિરામનો અભિગમ અને અભિપ્રાય આ જ રહયો છે કે, શબે કદ્ર ઉમ્મતે મુહમ્મદિય્યહ સાથે ખાસ છે. હદીસ શરીફ દ્વારા આ મંતવ્યની પુષ્ટિ થાય છે. જેમ કે,

હઝરત અનસ (રદિ.) નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું : બેશક, અલ્લાહ તઆલાએ શબે કદ્ર મારી ઉમ્મતને જ અર્પણ કરી છે. તેમના પૂર્વે બીજી કોઈ ઉમ્મતને આ રાત મળી નથી.

(દુર્રે મન્ષૂર : ૬/૩૭૧, કન્ઝુલ ઉમ્માલ : ૮/૫૩૬, ફઝીલતકી રાતેં : ૮૪)

## શબે કદ્રની નિયુક્તિ

હદીસ શરીફમાં છે :

**"તહર્રવ્ લયૂલતલ્ કદ્રિ ફી અ-શરિલ્ અવાખિરિ મિન ર-મદ્વાન."**

(અર્થ : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે શબે કદ્રને રમઝાનના અંતિમ અશરહની રાતોમાં તલાશ કરો.)

(બુખારી શરીફ : ૪/૨૨૫, મુસ્લિમ શરીફ : ૧૧૬૯, તોશ–એ – આખિરત : ૪૦)

ઘણી બધી અહાદીસમાં શબે કદ્રને અંતિમ અશરહની રાતોમાં તલાશ કરવાનાં સૂચન કરાયાં છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છેલ્લા અશરહની તાક (એકી)

રાતોમાં એને તલાશ કરવાનો હુકમ ફરમાવતા હતા. જમહૂર ઉલમાએ કિરામના મત અનુસાર શબે કદ્ર સત્તાવીસમી રાતે હોવાની વધુ ઉમ્મીદ અને સંભાવના છે. આ વિશેની કેટલીક અહાદીસ અત્રે પ્રસ્તુત છે :

(૧) હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "શબે કદ્રને રમઝાનની અંતિમ દસ રાતો પૈકી તાક રાતોમાં તલાશ કરો."

(બુખારી : ૧/૨૭૦, મુસ્નદે અહમદ : ૬/૭૩, સુનને કુબ્રા, બયહકી : ૪/૩૦૮, ફઝીલતકી રાતેં : ૧૧૧)

(૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે, "શબે કદ્રને રમઝાનની અંતિમ દસ રાતોમાં તલાશ કરો. તમારા પૈકી જો કોઈ માણસ કમઝોર હોય અથવા દસ રાતો જાગવાથી આજિઝ રહે તો અંતિમ સાત રાતોમાં જાગવાનો ઈહ્તિમામ (પ્રબંધ) કરી લે.

(મુસ્લિમ શરીફ, મુસલમાનોંકે શબો–રોઝ : ૩૧૯)

(૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, ઘણા સહાબએ કિરામ (રદિ.)ને ખ્વાબમાં શબે કદ્ર (રમઝાનની) અંતિમ સાત રાતોમાં બતાવવામાં આવી. તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : હું જોઈ રહયો છું કે તમારા સૌના ખ્વાબ આખરી સાત રાતો

પર સંમતિ ધરાવે છે, જેથી જે માણસ શબે કદ્ર પામવા ચાહે તો તે એને આખરી સાત રાતોમાં તલાશ કરે.

(બુખારી : ૧/૨૭૦, મુસ્લિમ : ૧/૩૬૯)

(૪) હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.) ફરમાવે છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમને શબે કદ્રની માહિતી અને જાણકારી આપવા બહાર તશરીફ લાવ્યા, પરંતુ બે મુસલમાનોની વચ્ચે ઝઘડો થઈ રહયો હતો. આપ (સલ.)એ ફરમાવ્યું કે, હું એટલા માટે બહાર આવ્યો હતો કે જેથી તમને શબે કદ્રની ખબર આપું, પરંતુ ફલાણા–ફલાણા માણસોની વચ્ચે ઝઘડો થઈ રહયો હતો, જેના કારણે એની તા'યીન (નિયુક્તિ) ઉઠાવી લેવામાં આવી, શકય છે કે આ ઉઠાવી લેવું અલ્લાહના ઈલ્મમાં તમારા માટે બેહતર હોય,★ જેથી હવે તમે આ રાતને ઓગણત્રીસમી, સત્તાવીસમી અને પચ્ચીસમી રાતમાં તલાશ કરો.

(બુખારી : ૧/૨૭૧)

---

★હઝરત મવલાના અનવર શાહ સા. કાશ્મીરી (રહ.) ફરમાવે છે : હદીસમાં આવેલા શબ્દ "ફ–રુફિઅત્" (ઉઠાવી લેવાઈ છે)થી મુરાદ આ નથી કે મૂળ શબે કદ્ર જ ઉઠાવી લેવામાં આવી છે; બલકે એનું ઈલ્મે તા'યીન ઉઠાવી લેવાયું છે. જો શબે કદ્ર જ બાકી ન રહેત તો પછી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એને તલાશ કરવાનો જે હુકમ ફરમાવી રહયા છે, તેનો શો ફાયદો ? તેનો શો અર્થ ?

(અનવારુલ બારી : ૨/૧૭૧)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)ને જ્યારે કહેવામાં આવ્યું કે, લોકોનો ખ્યાલ છે કે, શબે કદ્ર ઉઠાવી લેવામાં આવી છે, તો આપે ફરમાવ્યું કે જેણે આવું કહયું, તેણે ગલત કહયું.

(રવાહુ અબ્દુર્રઝ્ઝાક, ગુલદસ્ત–એ–તફસીર : ૭/૬૭૪)



(૫) હઝરત અબૂ ઝર (રદિ.) ફરમાવે છે કે, મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અરજ કરી : શબે કદ્ર નબીના જમાના સાથે ખાસ રહે છે કે પછી પણ (બાકી) રહે છે ? હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કિયામત સુધી રહેશે. મેં અરજ કરી : રમઝાનના કયા ભાગમાં હોય છે ? આપ (સલ.)એ ફરમાવ્યું : પહેલા અને છેલ્લા અશરહમાં તલાશ કરો. પછી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વાતોમાં મશગૂલ થઈ ગયા. મેં તક પામીને અરજ કરી કે હુઝૂર (સલ.) ! એવું તો બતાવી દો કે, અશરહના કયા ભાગમાં હોય છે ? (આ પ્રશ્ન બદલ) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એટલા નારાજ થયા કે આથી પહેલાં મારા પર આટલા બધા ખફા થયા નથી અને એ પછી (પણ આટલા ખફા) થયા નથી. આપ (સલ.)એ ફરમાવ્યું : જો અલ્લાહ તઆલાનો આ ઉદ્દેશ હોત તો બતલાવી ન દેત, આખરી સાત રાતોમાં તલાશ કરો. બસ, હવે પછી (આ વિશે) કંઈ પૂછશો નહિ.

(મસાઈલે શબે બરા'ત વ શબે કદ્ર : ૧૦૫)

(૬) હઝરત જાબિર ઈબ્ને સમુરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, શબે કદ્રને સત્તાવીસમી રાતે તલાશ કરવી જોઈએ.

(તબરાની, ગુલદસ્ત–એ–તફાસીર : ૭/૬૭૬)

(૭) હઝરત મુઆવિયહ (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે, આપે શબે કદ્ર વિશે ફરમાવ્યું કે, તે શબે કદ્ર રમઝાનની સત્તાવીસમી રાત છે.

(અબૂ દાવૂદ : ૧/૧૯૭, સહીહ ઈબ્ને હિબ્બાન : ૮/૪૩૭, સુનને કુબ્રા બયહકી : ૪/૩૧૨, ફઝાઈલુલ અવકાત : ૨૪૧, મુઅજમે કબીર તબરાની : ૧૯/૩૦૧)

(૮) (મહાન તાબિઈ) હઝરત ઝિર્ર બિન હુબૈશ (રહ.) બયાન કરે છે કે, મેં હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)ને પૂછયું કે આપના દીની ભાઈ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે જે કોઈ આખા વર્ષની રાતોમાં ઊભો રહેશે (અર્થાત્ દરેક રાતે ઈબાદત કરશે) તો તેને શબે કદ્ર નસીબ થઈ જ જશે. (ઝિર્ર બિન હુબૈશ (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની આ વાત નકલ કરીને હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)ને પૂછયું કે આ વિશે આપનો શું મત છે ?) એમણે ફરમાવ્યું : ભાઈ અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) પર અલ્લાહ તઆલા રહમ ફરમાવે, એમના કથનનો મકસદ એ હતો કે લોકો (કોઈ એક રાતની

ઈબાદતને) કાફી ન સમજી લે, નહિતર એમને આ વાત ખરેખર માલૂમ હતી કે શબે કદ્ર રમઝાનના મહિનામાં જ હોય છે અને નિઃશંક, તે એના આખરી અશરહમાં જ હોય છે અને તે નિશ્ચિત રૂપે સત્તાવીસમી રાત છે. પછી એમણે સંપૂર્ણ દઢતાપૂર્વક, અટલપણે કસમ ખાઈને કહયું કે તે બેશક, સત્તાવીસમી રાત જ હોય છે (અને તેમણે પોતાના યકીન અને સંતોષને જાહેર કરવા માટે) ઈન્શાઅલ્લાહ પણ કહયું નહિ. ઝિર્ર બિન હુબૈશ (રહ.) કહે છે કે, મેં અરજ કરી કે હે અબુલ મુન્ઝિર ! (હઝરત ઉબય (રદિ.)નું બિરૂદ છે) આ પ્રમાણે આપ કયા આધારે ફરમાવો છો ? એમણે ફરમાવ્યું કે આ વાત તે નિશાનીના કારણે કહું છું, જેની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અમને ખબર દીધી હતી અને તે આ છે કે, શબે કદ્રની સવારે જયારે સૂરજ નીકળે છે તો એને કિરણો હોતાં નથી.

(મુસ્લિમ : ૧/૩૭૦, તિરમિઝી : ૧/૧૬૪, અબૂ દાવૂદ : ૧/૧૯૫, મુસ્નદે હમીદી : ૧/૧૮૫, સહીહ ઈબ્ને હિબ્બાન : ૮/૪૪૫, સહીહ ઈબ્ને ખુઝયમહ : ૩/૩૨૧, સુનને કુબ્રા બયહકી : ૨/૩૧૨, બયહકી કૃત શુઅ્બુલ ઈમાન : ૩/૩૩૦, ફઝાઈલુલ અવકાત : ૨૩૮, સંદર્ભ : ફઝીલતકી રાતેં : ૧૧૭/૧૧૮)

સર્વથા, શબે કદ્રના સમય અંગે ઉલમાએ કિરામનાં અનેક (૪૦) મંતવ્યો છે; પરંતુ મોટા ભાગના ઉલમાએ કિરામનો આ વાત પર સર્વાનુમત છે કે, તે રમઝાન મુબારકની અંતિમ

દસ રાતો પૈકી કોઈ રાત હોય છે અને તે દસ રાતો પૈકી પણ તાક રાતોમાં શબે કદ્ર હોવાની વધુ ઉમ્મીદ છે અને સત્તાવીસમી રાતે સૌથી વધુ ઉમ્મીદ છે, અહિંયા સુધી કે અમુક ઉલમાએ કિરામે તો આ જ તારીખને નિયુક્ત ફરમાવી દીધી છે. (કુર્તુબી : ૧૦/૧૨૧, તુહફ–એ–રમઝાન : ૯૩)

## અન્ય મંતવ્યો

હઝરત અબૂ કલાબહ (રહ.) અને એક અન્ય જમાઅતના મતાનુસાર શબે કદ્ર છેલ્લા અશરહની રાતોમાં મુન્તકિલ (પરિવર્તિત) થતી રહે છે, હરતી–ફરતી રહે છે. ખાસ રીતે તે રાતોમાં, જે તાક (એકી) હોય છે...... આ જ વાત ઈમામ મુઝની (રહ.) અને ઈબ્ને ખુઝયમહ (રહ.)એ ફરમાવી છે.

હઝરત ઈબ્ને અબ્દુલ બર્ર (રહ.)એ ઈમામ માલિક (રહ.), સુફયાન સૌરી (રહ.), ઈમામ શાફઈ (રહ.), ઈમામ અહમદ (રહ.) અને હઝરત અબી સૌર (રહ.)થી આ જ વાત નકલ કરી છે. એટલે કે, તે આખરી અશરહમાં રહેતી હોય છે અને તેને આખરી અશરહની બધી જ રાતોમાં તલાશ કરવી જોઈએ. (મુસલમાનોંકે શબો–રોઝ : ૩૨૬)

હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નો'માની સા. (રહ.) નિર્ણાયક શૈલીમાં ફરમાવે છે કે :

''શબે કદ્રની તા'યીન (નિયુક્તિ) વિશે વિવિધ અહાદીસ અને ઉલમાએ કિરામનાં મંતવ્યોને નજર સમક્ષ રાખ્યા પછી આ જ મત રાજિહ, સર્વશ્રેષ્ઠ અને સર્વોપરી જણાય છે કે, શબે કદ્ર માટે નિશ્ચિત રૂપે કોઈ તારીખ કે દિવસ નિયુક્ત નથી. હા, સામાન્ય રીતે આ રાત રમઝાન મુબારકના અંતિમ અશરહની રાતોમાં અને તેમાંય મહદ્ અંશે–મોટા ભાગે એની તાક (એકી) રાતોમાં હોવાની શકયતા વધુ રહે છે'' (તાક રાતો આ પ્રમાણે છે : ૨૧, ૨૩, ૨૫, ૨૭, ૨૯).

વળી, મવલાના નો'માની (રહ.) પોતાની કિતાબ ''મઆરિફુલ હદીસ'' (૪/૧૧૩)માં ફરમાવે છે :

''.....શબે કદ્ર મોટા ભાગે છેલ્લા અશરહની તાક રાતોમાંથી કોઈ એક રાત હોય છે...... શબે કદ્રને જો નિયુક્ત અને નિશ્ચિત કરી દેવામાં આવત કે શબે કદ્ર ખાસ ફલાણી રાત છે તો ઘણાખરા લોકો બસ એ જ રાતે ઈબાદત વગેરેનો ખાસ ઈહ્તિમામ કર્યા કરત (અને નિર્ધારિત રાત પર કનાઅત કરી બીજી રાતો ગફલતમાં પસાર કરી દેત). .......અલ્લાહ તઆલાએ શબે કદ્રને એવી રીતે ગુપ્ત અને મોઘમ રાખી કે કુર્આને મજીદમાં એક સ્થળે ફરમાવાયું કે, કુર્આન શબે કદ્રમાં ઊતર્યું છે અને બીજા ઠેકાણે ફરમાવાયું કે, કુર્આન રમઝાન મહિનામાં ઊતર્યું છે. આ વિધાનોથી એવો ઈશારો કે સંકેત મળ્યો કે તે શબે કદ્ર રમઝાનની રાતોમાંથી કોઈ (એક)

રાત હતી...... પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વધુ સ્પષ્ટતા રૂપે અંગુલિ–નિર્દેશ કરતાં ફરમાવ્યું કે, રમઝાનના અંતિમ અશરહની તાક (એકી) રાતોમાં શબે કદ્ર હોવાની વધુ સંભાવના અને શકયતા છે....... અમુક સહાબએ કિરામ (રદિ.)નો ખ્યાલ હતો કે શબે કદ્ર સામાન્ય રીતે રમઝાનની સત્તાવીસમી જ (રાત) હોય છે."

સહીહ હદીસમાં બતાવાયું છે કે રમઝાનના અંતિમ અશરહમાં (અને) ખાસ કરી અશરહની તાક રાતોમાં એને તલાશ કરવી જોઈએ. વળી, તાક રાતોમાં પણ સત્તાવીસમી રાત અંગે ગાલિબ (અધિક) ગુમાન છે. વલ્લાહુ અઅ્લમ (અલ્લાહ તઆલા વધુ જાણનાર છે). ઘણા ઉલમાએ કિરામે વિવરણ અને વિશ્લેષણ કર્યું છે કે, "શબે કદ્ર" હંમેશા માટે કોઈ એક રાતમાં નિયુક્ત હોતી નથી. શકય છે કે એક રમઝાનમાં કોઈ રાત હોય અને અન્ય રમઝાનમાં બીજી."

(તફસીરે ઉસ્માની : ૭૯૮)

અહનાફે શબે કદ્રના વુકૂઅ (પ્રાગટ્ય) માટે રમઝાનની સત્તાવીસમી રાતને ગ્રહણ કરી છે. (તફસીરે માજિદી : ૧૨૦૭)

બહરહાલ, રમઝાનના આખરી અશરહમાં વિશેષ રીતે શબે કદ્રની તલાશમાં લાગી જવું જોઈએ. આવડી મહાન ફઝીલત પ્રાપ્ત કરવા માટે દસ રાતો ઈબાદતમાં ગુઝારવી કોઈ મુશ્કેલ અને કઠિન વાત નથી. અલબત્ત, દિલમાં તડપ, ધગશ અને ઉત્સાહ હોવાં જરૂરી છે.

# સત્તાવીસમી રાતને તરજીહ આપવાનાં કારણ

હઝરત સુફયાન સૌરી (રહ.)એ કૂફાવાસીઓ વિશે નકલ કર્યું છે કે, તેઓ સત્તાવીસમી રાતને તરજીહ (અગ્રિમતા) આપતા હતા, કારણ કે હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)એ કસમપૂર્વક ફરમાવ્યું હતું કે, આ (શબે કદ્ર) સત્તાવીસમી રાત હોય છે અને એમણે કોઈ અપવાદ કર્યો નથી....... ઝિર્ર બિન હુબૈશ (રહ.) અને અબ્દહ બિન અબી લુબાબહ (રહ.) પણ આવો જ મત ધરાવે છે.

કનાન બિન અબ્દુલ્લાહ અલ્ ખસમી (રહ.) ફરમાવે છે કે, મેં ઝિર્ર બિન હુબૈશ (રહ.)ને શબે કદ્ર વિશે પૂછયું તો આપ કહેવા માંડયા કે, હઝરત ઉમર (રદિ.), હઝરત હુઝયફહ (રદિ.) અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબા (રદિ.)ની એક જમાઅત આ વિશે કશી શંકા કરતા ન હતા કે, તે (શબે કદ્ર) સત્તાવીસમી રાતે હોય છે........ આ રિવાયત ઈબ્ને અબી શયબહ (રહ.)એ બયાન કરી છે. તદ્દુપરાંત, ઈમામ અહમદ (રહ.) અને ઈસ્હાક (રહ.)નું પણ આ જ કથન છે.

ઈમામ મુસ્લિમ (રહ.)એ બીજા શબ્દો દ્વારા હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)થી રિવાયત કરી છે કે, અલ્લાહની કસમ,

હું સારી પેઠે જાણું છું કે, તે કઈ કઈ રાત હોય છે. આ તે જ રાત હોય છે, જે રાતે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અમને રાત્રિ–જાગરણ (શબ–બેદારી)નો હુકમ ફરમાવ્યો હતો અને તે સત્તાવીસમી રાત હતી.

મુસ્નદે ઈમામ અહમદ (રહ.)માં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, એક માણસે અરજ કરી : હે અલ્લાહના રસૂલ (સલ.) ! હું ઘણો વૃદ્ધ કે ઘરડો માણસ છું–બીમાર રહું છું. નમાઝમાં ઊભા રહેવું બહુ મુશ્કેલ છે. મને કોઈ રાત બતાવી દો, શાયદ અલ્લાહ તઆલા મને લય્લતુલ કદ્રમાં બેદારી (જાગરણ)ની તવફીક અતા ફરમાવી દે. આપ (સલ.)એ ફરમાવ્યું કે છેલ્લા અશરહની સાતમી રાતને લાઝિમી (રીતે) પકડી લો........ આ રિવાયતની સનદ ઈમામ બુખારી (રહ.)ની શર્ત પર છે.

એ જ પ્રમાણે ઈમામ અહમદ (રહ.) રિવાયત કરે છે કે અમને યઝીદ બિન હારૂન (રહ.)એ બયાન કર્યું છે કે, અમને શુઅ્બહ (રહ.)એ ખબર દીધી છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને દીનાર (રહ.) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુમા)થી રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે કે :

"તમારા પૈકી જે કોઈ માણસ શબે કદ્રને તલાશ કરવા ચાહે તો એણે શબે કદ્રને સત્તાવીસમી રાતમાં તલાશ કરવી જોઈએ અથવા એવું ફરમાવ્યું કે શબે કદ્રને સત્તાવીસમી રાતમાં તલાશ કરો."

આ જ હદીસને હઝરત શયબહ (રહ.) અને હઝરત વહબ ઈબ્ને જરીર (રહ.)એ હઝરત શુઅબહ (રહ.)થી રિવાયત કરી છે. વળી, અસ્વદ બિન આમિર (રહ.)એ પણ હઝરત શુઅબહ (રદિ.)થી આ જ પ્રમાણે રિવાયત કરી છે. અલબત્ત, એમાં એટલો વધારો છે કે, અંતિમ સાત રાતોમાં તલાશ કરો.

(ઉપરોક્ત બધી જ રિવાયતો "લતાઈફુલ મઆરિફ"ની ઉર્દૂ આવૃત્તિ "મુસલમાનોંકે શબો-રોઝ"માંથી ટાંકવામાં આવી છે. પૃષ્ઠ : ૩૨૫/૩૨૬)

અમુક સહાબએ કિરામ (રદિ.)એ કસમપૂર્વક આ વાત કહી છે કે, અમે કસમ (સોગંદ) સાથે આ વાત કહી શકીએ છીએ કે, રમઝાનની સત્તાવીસમી તારીખે અલ્લાહ તઆલા શબે કદ્ર અતા ફરમાવે છે. મોટા ભાગે આ જ વાત પર સંમતિ છે. (જો કે) આ સંદર્ભમાં બીજાં મંતવ્યો પણ નકલ થયાં છે........

(લયલતુલ કદ્રકી અહમ્મિય્યત : ૨૧, મવ. ઈહ્તિશામુલ હક થાનવી રહ.)

## અફઝલ રાત

સમગ્ર રાતોમાં સૌથી અફઝલ (સર્વશ્રેષ્ઠ) રાત લયૂલતુલ કદ્ર યા શબે કદ્ર છે. હા, અમુક ઉલમાએ કિરામે નોંધ્યું છે કે,

સૌથી અફઝલ રાત હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક વિલાદત (જન્મ)ની રાત છે. એ જ પ્રમાણે લયલતુલ મિઅ્રાજ (શબે મે'રાજ) પણ અફઝલ અને બેહતર રાત છે. અલબત્ત, આ એવી રાતો છે, જે અફઝલ તો છે, પરંતુ તે દર વર્ષે ફરી ફરીને પાછી આવતી નથી. બસ, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પેદાઈશની એક નિશ્ચિત અને નિર્ધારિત રાતને અફઝલિયત (શ્રેષ્ઠતા)નું ગૌરવ પ્રાપ્ત થઈ ગયું, પરંતુ હવે તે રાત દરેક વર્ષમાં દાઈર (પ્રવર્તમાન) નથી–દરેક વર્ષે ફરીને પાછી આવતી નથી. એ જ પ્રમાણે શબે મે'રાજ પણ પરત આવતી નથી, કારણ કે મે'રાજ એક ઘટના હતી, જે એક સીમિત સમયમાં અસ્તિત્વમાં આવી ગઈ અને બસ. એનું વારંવાર પુનરાવર્તન થતું નથી.

## અફઝલ રાત કઈ ? શબે કદ્ર કે શબે મે'રાજ ?

શયખુલ ઈસ્લામ અલ્લામહ ઈબ્ને તયમિય્યહ (રહ.)એ લખ્યું છે કે, શબે મે'રાજ શબે કદ્રથી અફઝલ હોવાનો દાવો તદ્દન ગલત, પોકળ અને પાયાહીન છે. મુસલમાનોમાં આ વાત કોઈ સ્વીકારતું નથી. ઈસ્લામમાં આ દાવાને કશો આધાર મળતો નથી..... તદુપરાંત, જે શબને શબે મે'રાજ કહેવામાં આવે છે, એમાં કિયામ (નમાઝ–ઈબાદત) વગેરેની

કોઈ વિશેષતા શરીઅતથી સાબિત નથી. એથી વિરુદ્ધ શબે કદ્ર વિશે સહીહેન (બુખારી શરીફ અને મુસ્લિમ શરીફ)માં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ મવજૂદ છે :

"રમઝાનના છેલ્લા અશરહમાં શબે કદ્રને તલાશ કરો."

(સહીહ બુખારી : ૪/૨૨૫, મુસ્લિમ : ૧૧૬૯)

આ ઈરશાદે નબવી પણ મન્કૂલ છે :

"જે માણસ શબે કદ્રમાં ઈમાન સાથે અને સવાબની પ્રાપ્તિ માટે કિયામ કરશે (નવાફિલ પઢશે) તો એના પાછલા ગુનાહ માફ થઈ જશે."

(સહીહ બુખારી : ૪/૯૮–૨૨૧, મુસ્લિમ : ૭૫૯)

તદુપરાંત, કુર્આને મજીદે આ રાતને એક હજાર મહિનાઓથી બેહતર લેખી છે. આ જ રાત્રે કુર્આન નાઝિલ થયું છે.

હઝરત શયખુલ ઈસ્લામ વિશેષમાં લખે છે :

"...... સહાબા અને તાબિઈન શબે મે'રાજનો કોઈ ખુસૂસી ઈહ્તિમામ (પ્રબંધ) ફરમાવતા ન હતા અને એનો કદી ઉલ્લેખ પણ ફરમાવતા ન હતા......"

"અમુક ઉલમાએ કિરામના મંતવ્ય અનુસાર "શબે

ઈસ્રાઅ્'' (શબે મે'રાજ) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હકમાં શબે કદ્રથી વધુ અફઝલ છે અને શબે કદ્ર ઉમ્મતના હકમાં ''શબે ઈસ્રાઅ્''થી વધુ અફઝલ છે.''

(અલ્લામહ ઈબ્ને કયિમ જવઝી (રહ.) કૃત ''ઝાદુલ મઆદ ફી હદ્‌યિ ખય્‌રિલ ઈબાદ''ની ઉર્દૂ આવૃત્તિ : ''તોશ–એ–આખિરત'' : ૪૦/૪૧. ટૂંકસાર)

## શબે કદ્ર શા કારણે અફઝલ છે ?

આ વાત તો આપ સારી પેઠે જાણતા જ હશો–જાણો જ છો કે, કદી કદી નાનકડો જણાતો અમલ મોટામસ અને ભારેખમ અમલ પર ગાલિબ આવી જાય છે. કેવી રીતે ? કદી એ અમલની નૌઈય્યત (પ્રકાર) અને ગુણવત્તા જ એવી હોય છે કે, તે વધુ મકબૂલ બની જાય છે. જેમ કે, નમાઝ. આપે જમાઅત સાથે નમાઝ પઢી તો એનો સવાબ વધુ છે, પચ્ચીસ નમાઝો પઢવા બરાબર સવાબ છે. આ જ નમાઝને તમે એકલા પઢશો તો એક જ નમાઝનો સવાબ મળશે.... કદી સ્થળની મહત્તાને કારણે સવાબમાં વૃદ્ધિ થઈ જાય છે. જો આ જ નમાઝને તમે મસ્જિદે હરામમાં યા મસ્જિદે નબવી અને મસ્જિદે અકસામાં અદા કરશો તો સ્થળની પવિત્રતા

અને ઉચ્ચતાને કારણે સવાબમાં વધારો થઈ જશે...... મસ્જિદે હરામમાં એક નમાઝ પઢવાનો સવાબ એક લાખ નમાઝોના બરાબર છે અને મસ્જિદે નબવીમાં એક નમાઝ પઢવાનો સવાબ પચાસ હજાર નમાઝો પઢવાના બરાબર સવાબ મળે છે. (ઈબ્ને માજહ : ૧૦૩)

શબે કદ્રની મહત્તા કે અફઝલિય્યતમાં પણ આ જ નિયમ (સમયની ગુણવત્તા) કાર્યરત્ છે.

## શબે કદ્રની ફઝીલતનું દૃષ્ટાંત

શબે કદ્રનું એક હજાર મહિનાઓથી બેહતર હોવાનું દૃષ્ટાંત કંઈક આ પ્રમાણે સમજવું જોઈએ કે અલ્લાહ તઆલાના બંદાઓ આ એક રાતમાં અલ્લાહના કુર્બ (નિકટતા)નું એટલું અંતર કાપી શકે છે, જે બીજી (સામાન્ય) હજાર રાતોમાં કાપી શકાતું નથી. જેવી રીતે વર્તમાન યુગમાં વેગવંત વિમાન કે રોકેટ દ્વારા હવે એક દિવસ; બલકે એક કલાકમાં એના કરતાં વધુ અંતર કાપી શકાય છે, જે પુરાણા યુગમાં સેંકડો વર્ષમાં કાપી શકાતું હતું. બિલકુલ આ જ પ્રમાણે રઝાએ ઈલાહી અને કુર્બે ખુદાવંદી પ્રાપ્ત કરનાર સજ્જનોની સફરની ગતિ શબે કદ્રમાં એટલી બધી તેજ અને વેગીલી કરી દેવામાં આવે છે કે જે વાત સાચા તલબગારોને સેંકડો મહિનાઓમાં પ્રાપ્ત થઈ શકતી નથી, તે આ મુબારક રાતમાં પ્રાપ્ત થઈ જાય છે.

# શબે કદ્રને ગુપ્ત રાખવાની હિકમત

શબે કદ્ર કયારે હોય છે ? આ પ્રશ્નના વિવિધ ઉત્તરો છે.

''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કદી તો ફરમાવ્યું કે શબે કદ્રને આખરી અશરહમાં તલાશ કરો અને કદી ફરમાવ્યું કે એને આખરી અશરહની તાક રાતોમાં તલાશ કરો. કદી આખરી અશરહની પાંચ તાક રાતો પૈકી ચાર યા ત્રણ રાતોમાં તલાશ કરવા ફરમાવ્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કોઈ ખાસ અને ચોક્કસ રાતની તા'યીન (નિયુક્તિ) ફરમાવી નથી. હા, અંતરદષ્ટિ અને દીર્ઘદષ્ટિ ધરાવનાર ઘણા બુઝુર્ગોનો તજરુબો આ જ છે કે તે મોટા ભાગે સત્તાવીસમી જ રાત હોય છે........ શબે કદ્રને (ચોક્કસપણે) નિયુક્ત, નિર્ધારિત અને નિર્દેશિત ન કરવાની એક મોટી હિકમત આ જ છે કે, તલબગાર બંદાઓ વિવિધ રાતોમાં ઈબાદત, દુઆ, ઝિક્ર, તિલાવતનો ખાસ ઈહતિમામ (પ્રબંધ) કરે. આવું કરનાર સજજનોની કામિયાબી યકીની–નિશ્ચિત છે.'' (મઆરિફુલ હદીસ : ૪/૧૧૫)

જો શબે કદ્ર નિયુક્ત કરી દેવામાં આવત તો સુસ્ત પ્રકૃતિના લોકો બીજી રાતોમાં ઈબાદત કરવાનું બિલકુલ પડતું મૂકત. જયારે વર્તમાન પરિસ્થિતિમાં શબે કદ્રની શોધખોળમાં અને

એને પ્રાપ્ત કરવાના આશાવાદમાં વિવિધ રાતોમાં ઈબાદત કરવાની તવફીક નસીબ થાય છે.

બીજી હિકમત આ છે કે, કેટલાક લોકો ગુનાહો કર્યા વગર ઝંપતા નથી, ગુનાહોના આદી કે વ્યસની બની જતા હોય છે. નિયુક્તિની પરિસ્થિતિમાં શબે કદ્ર માલૂમ હોવા છતાં ગુનાહ આચરવાની નીડરતા કરવામાં આવત તો તે વાત ગુનેહગારોના હકમાં અતિ ખતરનાક, વિનાશક અને ભયાનક પુરવાર થાત.

ત્રીજી હિકમત આ છે કે, શબે કદ્રને નિયુક્ત કરવાની પરિસ્થિતિમાં જો કોઈ માણસથી એ રાત છૂટી જવા પામત તો પછી આગામી રાતોમાં, હતોત્સાહ અને ઉદાસીનતાના કારણે, કોઈ રાત્રે બશાશત, ઉત્સાહ અને સ્ફૂર્તિ સાથે જાગવાનું નસીબ ન થાત. હવે રમઝાનની અમુક રાતો જાગવાનું નસીબ થઈ જ જાય છે.

ચોથી હિકમત આ છે કે, જેટલી રાતો તલબમાં ખર્ચ થાય છે, એ સૌ રાતોમાં ઈબાદત કરવાનો આગવો અને અલગ સવાબ મળે છે.

શબે કદ્ર વિશે નિશ્ચિતરૂપે એટલા માટે ખબર આપવામાં આવી નથી કે, કોઈ માણસ એ રાત પર જ ભરોસો ન કરી લે અને એવું ન કહે કે, મેં શબે કદ્રમાં જે અમલ કરી લીધો છે, તે હજાર મહિનાઓની ઈબાદતથી અફઝલ છે, જેથી અલ્લાહ તઆલાએ મને બખ્શી દીધો છે, ક્યાંક આવો ખ્યાલ એને

સુસ્ત અને ગાફિલ ન બનાવી દે.

આ સિવાય પણ અનેક હિકમતો અને મસ્લિહતો હોઈ શકે છે. વલ્લાહુ અઅ્‌લમ.

## કેટલીક ચીજોને ગુપ્ત રાખવાની હિકમત

અલ્લાહ તઆલાએ અમુક ચીજોને હિકમત અનુસાર ગુપ્ત રાખી છે, જેથી લોકોમાં એની ફઝીલત પ્રાપ્ત કરવાની તલબ, તલાશ, ઉત્સાહ અને ઊમંગ બાકી રહે. જેમ કે, ફર્ઝ નમાઝો પૈકી એક નમાઝ બહુ ફઝીલતવંતી છે અને તે છે સલાતે વુસ્તા (દરમિયાની નમાઝ); પરંતુ સલાતે વુસ્તા કોને કહીશું ? ઝોહર કે અસરને ? સલાતે વુસ્તાની ફઝીલત તો બતાવી દીધી, પરંતુ એને ગુપ્ત અને મોઘમ રાખી. એનો મતલબ એ છે કે, જો તમે સલાતે વુસ્તાની ફઝીલત પ્રાપ્ત કરવા ચાહતા હોવ તો પાંચે પાંચ નમાઝોની પાબંદી કરો, જેથી સલાતે વુસ્તા તમને આપોઆપ અવશ્ય મળી જશે. ઈસ્મે આ'ઝમને ગુપ્ત રાખ્યું, જેથી લોકો અલ્લાહ તઆલાના સઘળા નામોની તા'ઝીમ કરે. એમાં ઈસ્મે આ'ઝમ આપોઆપ આવી જ જવાનું છે. જુમ્અહની ક્ષણોમાંથી એક ક્ષણ મકબૂલિયતની ક્ષણ છે. તે ક્ષણ કઈ ? એને છુપાવી દીધી.

હવે તમે એને તલાશ કરો...... દુઆ અને તૌબાની કબૂલિયતને છુપાવી દીધી, જેથી લોકો સદા દુઆ અને તૌબા કરતા રહે..... મૌતના સમયને ગુપ્ત રાખ્યો, જેથી લોકો દરેક સમયે મૌતથી ડરતા રહે.

ઠીક આ જ પ્રમાણે શબે કદ્રને છુપાવી દીધી, જેથી તલબગાર લોકો તમામ રાતોની એકસરખી કદર અને અઝમત કરે અને એની તલાશમાં સઘળી રાતોને કિયામ, ઈબાદત અને ઝિક્ર–અઝકારથી જીવંત અને નૂરવંત બનાવે.

## શબે કદ્રની ખાસ દુઆ

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે, મેં અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! આપ મને જણાવો કે જો મને ખબર પડી જાય કે ફલાણી રાત્રે શબે કદ્ર છે તો હું શું દુઆ કરું ? આપ (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો : આ દુઆ કરો :

اَللّٰهُمَّ اِنَّكَ عَفُوٌّ تُحِبُّ الْعَفْوَ فَاعْفُ عَنِّىْ ط

**અલ્લાહુમ્મ ઈન્ન-ક અફુવ્વુન્ તુહિબ્બુલ અફ્વ ફઅ્ફુ અન્ની.**

(અર્થ : હે અલ્લાહ ! તું બહુ માફ કરનાર છે, તું માફીને પસંદ ફરમાવે છે, તો તું મને માફ ફરમાવી દે.)

(મિશ્કાત શરીફ : ૧૮૨, મુસ્નદે અહમદ : ૬/૧૭૧, ઈબ્ને માજહ : ૨૭૪, તિરમિઝી, મઆરિફુલ હદીસ : ૪/૧૧૬, તફસીરે મઝહરી, ગુલદસ્ત–એ તફાસીર : ૭/૬૮૦, સુનને કુબ્રા–નસાઈ : ૪/૪૦૮, હદીસ નં. ૭૭૧૨, અનવારે ઝિંદગી : ૭૯)

"આ એક બહુ જામિઅ (સર્વગ્રાહી) દુઆ છે કે, અલ્લાહ તઆલા પોતાના લુત્ફો–કરમથી આખિરતની પડપૂછથી માફ ફરમાવી દે તો એનાથી વધુ બીજું શું જોઈએ ?"

(ફઝાઈલે રમઝાન : ૪૯)

આ હદીસના કારણે અલ્લાહના ઘણા બંદાઓનો આ મા'મૂલ રહયો છે કે, તેઓ દરેક રાત્રે પાબંદી અને ખુસૂસિયત સાથે આ દુઆ કરે છે. વળી, રમઝાનની રાતોમાં અને ખાસ કરી છેલ્લા અશરહની તાક (એકી) રાતોમાં વધુ ઈહતિમામ (પ્રબંધ)થી આ દુઆ કરતા રહે છે.

## અંતિમ અશરહમાં ઈબાદતમાં કોશિશ કરવાની તાકીદ

જે પ્રમાણે રમઝાન મુબારકને વર્ષના અન્ય મહિનાઓની સરખામણીમાં ફઝીલત પ્રાપ્ત છે, એ જ પ્રમાણે રમઝાન

શરીફના અંતિમ અશરહને પ્રથમ બે અશરહની તુલનામાં ફઝીલત પ્રાપ્ત છે. શબે કદ્ર બહુધા આ જ અશરહમાં હોવાની અધિક શકયતા અને પ્રબળ સંભાવના હોવાના કારણે જ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ અશરહમાં ઈબાદત વગેરેનો વધુ ઈહતિમામ (પ્રબંધ) ફરમાવતા હતા અને બીજાઓને પણ એની તરગીબ (પ્રેરણા) દેતા હતા.

(૧) હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે જયારે અંતિમ અશરહ આવતો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની લૂંગી મજબૂતીથી બાંધી લેતા અને રાતોમાં જાગરણ ફરમાવતા. પોતાના ઘરવાળાઓને જગાડતા. (મિશ્કાત શરીફ : ૧૮૨, બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

(૨) હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રાતોમાં જાગતા, ઘરવાળાઓને બેદાર (જાગૃત) ફરમાવતા અને ખૂબ કોશિશ ફરમાવતા તથા પોતાની લૂંગી મજબૂત બાંધી લેતા. (મુસ્લિમ શરીફ)

"લૂંગી મજબૂત બાંધી લેતા હતા"–ના વિવરણમાં મતભેદ છે. અમુક ઉલમાએ કિરામ ફરમાવે છે કે, આપ (સલ.) ઈબાદતમાં ખૂબ કોશિશ ફરમાવતા હતા..... અમુક ઉલમાએ કિરામનો મત છે કે, લૂંગી મજબૂત બાંધવાથી પોતાની પુનિત પત્નીઓ (અઝવાજે મુતહ્હરાત)થી અલગ રહેવું મુરાદ છે. અસ્લાફ–પૂર્વજ બુઝુર્ગો અને પુરોગામી ઈમામોએ આ જ ભાવાર્થ તારવ્યો છે, જેમાં હઝરત સુફયાન સૌરી (રહ.)

પણ સમાવિષ્ટ છે. તદુપરાંત, હઝરત આઈશહ (રદિ.) અને હઝરત અનસ (રદિ.)ની રિવાયતથી પણ આ જ વાતનો સ્પષ્ટ ઉલ્લેખ જોવા મળે છે.

(૩) હઝરત આઈશહ (રદિ.)ની રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મા'મૂલ (નિત્યક્રમ) હતો કે જ્યારે રમઝાનનો મહિનો આવતો તો આપ કિયામ ફરમાવીને સૂઈ જતા. જ્યારે અંતિમ અશરહ આવતો તો આપ લૂંગી બાંધી લેતા, ઔરતોથી અલગ થઈ જતા, બે અઝાનો (મગરિબ અને ઈશા) દરમિયાન ગુસલ ફરમાવતા અને પોતાના રાતના ખાણાને સેહરી વખતે ખાતા. આ રિવાયતને ઈબ્ને અબી આસિમ (રહ.)એ બયાન કરી છે.

(૪) હઝરત અનસ (રદિ.)ની રિવાયતમાં છે કે, જ્યારે રમઝાનનો છેલ્લો અશરહ આવતો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાનો બિસ્તર લપેટી લેતા અને ઔરતોથી અલગ થઈ જતા અને પોતાના રાતના ખાણાને સેહરી સુધી વિલંબિત (મુઅખ્ખર) કરી દેતા........

(તબરાની)

આ જ કારણ છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રમઝાનના (શરૂઆતના) વીસ દિવસોમાં પોતાના ઘરવાળાઓથી મુલાકાત કરી લેતા, પરંતુ અંતિમ અશરહમાં પોતાની અઝ્‌વાજે મુતહ્‌હરાતથી અલગ થઈ જતા અને શબે કદ્રની તલાશ માટે ફારિગ થઈ જતા.

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તો હંમેશા આખરી અશરહનો એ'તિકાફ ફરમાવ્યા કરતા હતા અને મુઅ્તકિફ માટે તો ઔરતો પાસે જવાની મનાઈ છે જ.

(આ આખું ચેપ્ટર "મુસલમાનોંકે શબો-રોઝ"માંથી સારવીને)

હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આખરી અશરહમાં જેટલી કોશિશ ફરમાવતા હતા, એટલી કોશિશ બીજા કોઈ પણ વખતમાં ફરમાવતા ન હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ રમઝાનના આખરી અશરહને એવા આ'માલ સાથે ખાસ કરી રાખ્યો હતો કે, બીજા મહિનાઓમાં આવી ખુસૂસિયતથી તે આ'માલ કરતા નહોતા, જે પૈકી એક અમલ તો રાત્રિ-જાગરણ છે....... (મુસ્લિમ શરીફ)

(૫) હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રમઝાનના આખરી દસ દિવસોમાં એ'તિકાફ ફરમાવ્યા કરતા હતા અને ફરમાવતા હતા કે, રમઝાનના આખરી દસ દિવસોમાં શબે કદ્રને તલાશ કરો. (બુખારી/મુસ્લિમ)

(૬) હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રમઝાનમાં જેટલી મશક્કત (કષ્ટ) ફરમાવતા હતા, એટલી ગેર રમઝાનમાં ફરમાવતા નહોતા અને રમઝાનના આખરી અશરહમાં જેટલી મશક્કત ફરમાવતા હતા, એટલી એના સિવાય (રમઝાનના) બીજા

દિવસોમાં ફરમાવતા નહોતા. (મુસ્લિમ, રવ્ઝતુસ્સાલિહીન: ૪/૧૯૩)

## શબે કદ્રને પામવાનો સરળ માર્ગ

કેટલીક રિવાયતોથી તો સ્પષ્ટ રૂપે જાણવા મળે છે કે, જેણે રમઝાનમાં ઈશાની નમાઝ જમાઅત સાથે પઢી લીધી તો તેને રાત્રિ–જાગરણની ફઝીલત પ્રાપ્ત થઈ ગઈ. જેમ કે,

(૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ના એક સાથી નકલ કરે છે કે, રાત્રિ–જાગરણની ફઝીલત તે સમયે પણ પ્રાપ્ત થઈ જાય છે, જ્યારે ઈશાની નમાઝ જમાઅત સાથે પઢી લેવામાં આવે અને એનો એવો ઈરાદો પણ હોય કે તે ફજરની નમાઝ જમાઅત સાથે પઢશે.

("મુસલમાનોંકે શબો–રોઝ" : ૩૦૭)

(૨) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસે આખા રમઝાન મહિનામાં મગરિબ અને ઈશાની નમાઝ જમાઅત સાથે પઢી લીધી તો એણે શબે કદ્રનો નોંધપાત્ર હિસ્સો પામી લીધો. (ઈબ્ને માજહ : ૧૨૦)

(૩) હઝરત અબૂ હુરયરહ (રદિ.) રિવાયત કરે છે કે, નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જેણે આખા રમઝાનુલ મુબારકમાં ઈશાની નમાઝ

જમાઅત સાથે પઢી લીધી તો તેણે શબે કદ્રને પામી લીધી.

(ફઝાઈલુલ અવકાત : ૨૬૧, શુઅ્બુલ ઈમાન : ૩/૩૪૦, ફઝીલતકી રાતેં : ૧૨૬)

(૪) હઝરત સઈદ ઈબ્ને મુસય્યિબ (રહ.) ફરમાવે છે : જે માણસ શબે કદ્રમાં ઈશાની જમાઅતમાં હાજર થયો, તો તેણે શબે કદ્રનો સવાબ પ્રાપ્ત કરી લીધો.

(મુઅત્તા ઈમામ માલિક : ૨૬૦, શુઅ્બુલ ઈમાન : ૩/૩૩૯, ફઝાઈલુલ અવકાત : ૨/૨૬૨, ફઝીલતકી રાતેં : ૧૨૬)

(૫) હઝરત મુહમ્મદ બિન હનફિય્યહ (રહ.)ના સુપુત્ર હઝરત હસન (રહ.) હઝરત અલી (રદિ.)થી રિવાયત કરે છે કે, આપે ફરમાવ્યું : જેણે આખો રમઝાન માસ ઈશાની નમાઝ જમાઅત સાથે પઢી તો એણે શબે કદ્રમાં કિયામ કર્યો (લેખાશે). (શુઅ્બુલ ઈમાન : ૩/૩૪૦)

(૬) "મઆરિફુલ કુર્આન" (૮/૭૯૪)માં છે : જે માણસે શબે કદ્રમાં ઈશા અને ફજરની નમાઝ જમાઅત સાથે અદા કરી લીધી તો તેણે પણ રાતનો સવાબ પામી લીધો અને જે માણસ (આ રાતે) જેટલો વધુ (અમલ) કરશે, તેટલો વધુ સવાબ પામશે.... સહીહ મુસ્લિમમાં હઝરત ઉસ્માને ગની (રદિ.)ની રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે જે માણસે ઈશાની નમાઝ જમાઅત સાથે અદા કરી લીધી તો તેણે અડધી રાતના

કિયામનો સવાબ પામી લીધો અને જેણે ફજરની નમાઝ પણ જમાઅત સાથે અદા કરી લીધી તો તેણે આખી રાત જાગીને ઈબાદત કરવાનો સવાબ પામી લીધો."

આ રિવાયતોથી સ્પષ્ટ થયું કે, શબે કદ્રની ફઝીલત પામવા રમઝાનની તમામ રાતોમાં મગરિબ, ઈશા અને ફજરની નમાઝ જમાઅત સાથે અવશ્ય અને અનિવાર્યપણે પઢવી જ જોઈએ. આ નમાઝોની પાબંદી કરવાથી શબે કદ્રનો કંઈક ને કંઈક હિસ્સો તો અવશ્ય મળી જ જશે.

## કષ્ટ થોડો - સવાબ ઝાઝો

રમઝાન મુબારકનો આખો મહિનો આખિરતની દોલત કમાવવા માટેનો મહિનો છે. તદુપરાંત, આ મહિનામાં છેલ્લો અશરહ ઈબાદતમાં વધુ મહેનત અને કોશિશ કરવાનો સમયગાળો યા પિરિયડ છે. આ અશરહમાં શબે કદ્ર હોય છે, જે બહુ બરકતવંતી અને મહિમાવંત રાત છે. શબે કદ્ર હજાર મહિનાઓથી બેહતર છે. હજાર મહિનાઓના ૮૩ વર્ષ અને ચાર મહિના થાય છે (એક હજાર મહિનાઓની લગભગ ત્રીસ હજાર રાતો થાય છે). વળી, શબે કદ્રને હજાર મહિનાઓના બરાબર બતાવી નથી; બલકે હજાર મહિનાઓથી બેહતર બતાવી છે. શબે કદ્ર હજાર મહિનાઓથી કેટલી હદે અને કેટલા પ્રમાણમાં બેહતર છે, એની ખરી

જાણકારી તો અલ્લાહ તઆલાને જ છે. ......મતલબ કે જે વ્યક્તિને આ રાત્રે ઈબાદત કરવાનું સૌભાગ્ય નસીબ થઈ જાય તો તે વ્યક્તિ રમઝાનની બીજી ખાસ રહમતો અને બરકતો ઉપરાંત ૮૩ વર્ષ અને ચાર મહિનાઓથી વધુ ઈબાદત કરવાના અજર–સવાબને પાત્ર બની જાય છે.... અલ્લાહ તઆલાના ખઝાનાઓમાં કશી કમી નથી.... મુઅમિન બંદાઓ માટે શબે કદ્ર ઘણી જ ખૈર અને બરકતની ચીજ છે. એક રાત જાગીને ઈબાદત કરી લો અને હજાર મહિનાઓથી વધુ ઈબાદત કરવાનો સવાબ પામી લો. આથી વધુ બીજું શું જોઈએ ?

થોડાક કલાકોની રાત હોય છે અને એમાં ઈબાદત કરી લેવાથી હજાર મહિનાઓથી વધુ ઈબાદત કરવાનો સવાબ મળે છે. થોડાક કલાક જાગીને નફસને સમજાવી–પટાવીને ઈબાદત કરી લેવી ઝાઝી કષ્ટદાયક વાત નથી, જે અસહ્ય હોય. થોડી અમસ્તી તથા હળવીફૂલ તકલીફ અને સવાબ મોટોમસ તથા ભારેખમ.

પૂર્વજ (આગલી) ઉમ્મતોની ઉંમરો બહુ મોટી રહેતી હતી. આ ઉમ્મતની સરેરાશ ઉંમર ૭૦–૮૦ વર્ષની હોય છે. અલ્લાહ તઆલાએ આ એહસાન ફરમાવ્યું કે એને શબે કદ્ર અતા ફરમાવી દીધી અને એક શબે કદ્રની ઈબાદતનો સવાબ હજાર મહિનાઓની ઈબાદતથી વધુ કરી દીધો. મહેનત ઓછી થઈ, સમય પણ ઓછો વપરાયો અને સવાબમાં મોટી મોટી ઉંમરો ધરાવનારી ઉમ્મતોથી આગળ નીકળી ગયા.......

અલ્લાહ તઆલાનો મહા ફઝલો-કરમ છે કે તેણે આ ઉમ્મતને સૌથી વધુ નવાઝી. આટલી ભારે નવાઝિશ હોવા છતાં જો આપણે ગફલતમાં પડી સૂતા રહીએ તો આ કેટલું નગુણાપણું કહેવાય ! રમઝાન શરીફની કોઈ પણ ક્ષણને વેડફશો નહિ. વિશેષરૂપે અંતિમ અશરહમાં ઈબાદતનો ખાસ ઈહતિમામ (પ્રબંધ) કરો અને એમાંય શબે કદ્રમાં જાગવાની ખૂબ ફિકર કરો. પોતાનાં સંતાનો અને સ્નેહીઓને પણ જાગવાની તરગીબ (પ્રેરણા) આપો.

આખા રમઝાન મુબારકની તમામ રાતોનો કંઈક ને કંઈક હિસ્સો પણ જો માણસ ઈબાદત, દુઆ, તસ્બીહ, તવબા-ઈસ્તિગફાર અને તવજ્જુહ ઈલલ્લાહ માટે આપતો રહે અને એવું વિચારે કે આ સઘળી રાતોમાં કોઈ રાત અવશ્ય રીતે "શબે કદ્ર" તો હશે જ હશે, તો કોઈ મોટી અને કષ્ટદાયક વાત નથી, નહિતર કમસે કમ વિશેષરૂપે રમઝાનના છેલ્લા અશરહની અને તેમાંય વિશેષતઃ એની તાક રાતોમાં તો જરૂર આ મહામૂલી દોલત પ્રાપ્ત કરવાની કોશિશ કરવી જ જોઈએ. કોઈ કારણ યા મજબૂરીને લીધે આખી રાત જાગવાની શક્તિ યા ફુરસદ ન હોય તો જાગી શકાય એટલું તો જાગવું જોઈએ અને જો કંઈ પણ ન થઈ શકે તો ઈશા અને ફજરની નમાઝ જમાઅત સાથે પઢવાનો પ્રબંધ (ઈહ્તિમામ) તો અવશ્ય કરવો જ જોઈએ. હદીસ શરીફમાં આવ્યું છે કે, આ વાત પણ રાતભર જાગવાના હુકમમાં જ થઈ જાય છે.

"ઈશા અને ફજરની નમાઝ જમાઅત સાથે અદા કરવાનો

સવાબ આખી રાત કિયામ કરવા સમાન છે."

(અબૂ દાવૂદ, સંદર્ભ મુખ્તસર અત્તરગીબ વ ત્તરહીબ : ૭૨)

તિરમિઝી અને ઈબ્ને ખુઝયમહે આ હદીસને સહીહ ઠેરવી છે.

મુબારક રાતોમાં માત્ર જલસાઓ અને તકરીરોમાં ખર્ચ કરીને સૂઈ જવું મહા મહરૂમી અને બદનસીબી છે. તકરીરો તો દરરોજ રાતે થઈ શકે છે. ઈબાદતનો આ મૂલ્યવાન સમય ફરી હાથ આવશે નહિ. અલબત્ત, જે લોકો આખી રાત જાગવાની શક્તિ ધરાવતા હોય તો જો તેઓ શરૂઆતમાં કંઈક વઅઝ અને બયાન સાંભળી લે, પછી દુઆ–નવાફિલ વગેરેમાં મશગૂલ થઈ જાય તો કશો વાંધો અને બાધ નથી.

## અંતિમ અશરહમાં ખૂબ કોશિશ કરો

હઝરત અલી (રદિ.)થી મરફૂઅ રિવાયત છે કે, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જો તમે(ઊંઘ યા શારીરિક અશક્તિને કારણે) મગલૂબ (પરાસ્ત) થઈ જાઓ (અને રાત્રે કિયામ ન કરી શકો) તો પણ અંતિમ સપ્તાહમાં તમે મગલૂબ થશો નહિ (અર્થાત્ ઊંઘતા ન રહો અને કોશિશ કરીને પણ નમાઝ માટે ઊભા

રહેજો). (મુસ્નદે અહમદ, ગુલદસ્ત-એ-તફસીર : ૭/૬૭૪)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની મરફૂઅ હદીસ છે, જેને મુસ્લિમ (રહ.)એ નકલ કરી છે કે, શબે કદ્રને આખરી અશરહમાં તલાશ કરો, પરંતુ જો કોઈ કમઝોરી યા મજબૂરી ઊભી થઈ જાય તો અંતિમ સપ્તાહમાં તેણે (ઊંઘ, સુસ્તી વગેરેને કારણે) મગલૂબ (ના-હિંમત) થવું જોઈએ નહિ.

(તફસીરે મઝહરી, ગુલદસ્ત-એ-તફાસીર : ૬/૬૭૪)

## છેલ્લા અશરહની રાતોમાં પોતાના ઘરવાળાઓને પણ જગાડો

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આખરી અશરહની રાતોમાં પોતાના ઘરવાળાઓને પણ જગાડયા કરતા હતા. જો કે બીજી-સામાન્ય રાતોમાં આપ (સલ.)નો આવો મા'મૂલ ન હતો.

હઝરત અબૂ ઝર (રદિ.)ની હદીસમાં છે કે, જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેવીસમી, પચ્ચીસમી અને સત્તાવીસમી રાતે સહાબ-એ-કિરામ (રદિ.)ને નમાઝ પઢાવી તો પોતાના ઘરવાળાઓ અને

અઝ્વાજે મુતહ્હરાતને ખાસ રીતે સત્તાવીસમી રાતે બોલાવ્યાં. (.......શબો-રોઝ : ૩૦૮)

આ હદીસથી ફલિત થાય છે કે, જે રાતોમાં શબે કદ્ર હોવાની વધુ ઉમ્મીદ હોય તે રાતોમાં ઈહ્તિમામ સાથે ઘરવાળાઓને જગાડવાં જોઈએ.

''તબરાની''ની એક હદીસમાં છે, હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રમઝાનના અંતિમ અશરહમાં પોતાના ઘરવાળાઓને જગાડતા હતા અને દરેક નાના-મોટાને નમાઝ પઢાવડાવતા હતા, જે નમાઝ પઢવાની તાકાત ધરાવતા હતા.

(.......શબો-રોઝ : ૩૦૮)

હઝરત સુફયાન સૌરી (રહ.) ફરમાવે છે કે, મને આ વાત પસંદ છે કે જયારે છેલ્લો અશરહ આવે તો હું એની રાતોમાં તહજ્જુદ પઢું અને એમાં ખૂબ કોશિશ કરું તથા પોતાના ઘરવાળાઓ અને સંતાનોને નમાઝ માટે ઉઠાડું, જયારે કે તેઓ નમાઝ પઢવાની શક્તિ ધરાવતા હોય, કારણ કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સહીહ રિવાયતમાં છે કે આપ (સલ.)એ હઝરત ફાતિમા (રદિ.) અને હઝરત અલી (રદિ.)ને એક રાત્રે જગાડયાં અને એમને ફરમાવ્યું કે, (શું) તમે બેદાર થતા નથી કે નમાઝ પઢી લો.

(મુસલમાનોંકે શબો-રોઝ : ૩૦૮)

# રાતોના અંતભાગમાં-પાછલા પ્રહરમાં જાગવું બેહતર છે

હકીમુલ ઉમ્મત હઝરત મવ. અશરફ અલી સા. થાનવી (રહ.) ફરમાવે છે :

"હદીસ શરીફમાં છે કે, જે માણસ 'શબે કદ્ર'થી મહરૂમ રહયો, તે સઘળી ભલાઈઓથી મહરૂમ રહયો; પરંતુ અમુક લોકો ભૂલથી આમ સમજે છે કે જો જાગે તો પૂરી રાત જાગે, નહિ તો કાંઈ ફાયદો થશે નહિ. આ ગલત ખ્યાલ છે. જો રાતના મોટા ભાગના હિસ્સામાં પણ બંદગી કરે તો તેને શબે કદ્રની બરકત નસીબ થઈ જશે ! અને હું કહું છું કે જો પૂરી રાત જાગવું પડે તો શું મુશ્કેલ છે ?

સજ્જનો ! રમઝાન શરીફ એક વરસ પછી આવે છે. આપ જાણો છો કે ઘણા લોકો જે ગઈ રમઝાનમાં હયાત હતા, આ રમઝાનમાં આ દુનિયામાં નથી રહયા. શી ખબર, આવતી રમઝાન સુધી કોની કોની વારી આવી જશે. તેથી આટલી મોટી દોલત કમાવા માટે કોઈ એકાદ–બે રાત જાગી પણ લે તો શું મુશ્કેલ છે ? પરંતુ ખેર, જો આખી રાત જાગવાની હિંમત ન હોય તો રાતના મોટા ભાગને તો છોડવો જ ન જોઈએ ! અને બેહતર એ છે કે મોટો ભાગ પાછલી રાતનો હોય, કારણ કે પ્રથમ તો ત્યાં સુધી ખાવું હજમ થઈ જાય છે. તબિયત હલકી

હોય છે, જેથી દુઆમાં પણ દિલ લાગે છે !

બીજું હદીસ શરીફમાં આવે છે કે, 'અલ્લાહ તઆલા પાછલી રાતમાં દરરોજ પોતાના બંદાઓ પર ઘણી મોટી રહમત ફરમાવે છે.' વળી, પાછલી રાતમાં કોલાહલ પણ હોતો નથી. સુકૂનની હાલત હોય છે. એ શબે કદ્રની જ વિશેષતા નથી, બલકે પ્રત્યેક રાતના પાછલા પહોરમાં અલ્લાહ પાકની રહમત (નાઝિલ) થાય છે અને તબિયતમાં સંતોષ હોય છે. પ્રત્યેક રાત શબે કદ્ર છે, જો તું કદર કરે. શબે કદ્ર પણ તેમાંની કોઈ રાતમાં જ હશે. તો જે પ્રત્યેક રાતની કદર કરશે, તે શબે કદ્રને પામી લેશે, નહિ તો તેને પણ ખોઈ નાખશે.

........રમઝાન શરીફના છેલ્લા દસ દિવસોમાં જરૂર જાગીને ઈબાદત કરવી જોઈએ, કારણ કે શબે કદ્ર મહદ્ અંશે એ જ રાતોમાં હોય છે અને જો કોઈ માણસ અતિશય અશક્ત તથા કમહિંમત હોય તો ખૈર, સત્તાવીસમી રાતના અવશ્ય જાગીને ઈબાદત કરે, કારણ કે આ દસ રાતોમાંથી પણ આ જ રાત્રે બહુધા શબે કદ્ર હોય છે !

હું કહું છું કે એ રાતના શબે કદ્ર ન પણ થઈ; બલકે સામાન્ય જ રાત રહી તો તમે તો શબે કદ્રની જ નિય્યતે ઈબાદત કરી છે, તો તમારો સવાબ તો ઈન્શા અલ્લાહુ તઆલા કયાંય જવાનો નથી. અલ્લાહ તઆલાએ ચાહયું તો તમને શબે કદ્રનો જ સવાબ મળશે, કારણ કે અલ્લાહને ત્યાં તો નિય્યત

જોવામાં આવે છે. હદીસ શરીફમાં છે કે, 'પ્રત્યેક કામમાં નિય્યતનો એ'તિબાર હોય છે.' સજ્જનો ! હવે તો આપને ખૂબ જ આસાની થઈ ગઈ, તે છતાં પણ હિંમત ન કરો તો ગજબની વાત છે.''

## આખી રાત જાગવું જરૂરી નથી

હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.) ફરમાવે છે :

''સાવચેતીપાત્ર એક વાત આ છે કે શબે કદ્રમાં આખી રાત જાગવું જરૂરી નથી. લોકો એવું સમજે છે કે, શબે કદ્રમાં આખી રાત જાગવું જરૂરી છે, આખી રાત જાગે તો જ એની ફઝીલત પ્રાપ્ત થાય છે (એવું સમજવું યોગ્ય નથી). ઉપરાંત, લોકો (એવું પણ) કહે છે કે શબે કદ્ર એક ખાસ વખતનું નામ છે, જેમાં તજલ્લી હોય છે. આ (પણ) સહીહ નથી, બલકે આખી રાતનો દરેક ભાગ શબે કદ્ર હોય છે. જેમ કે, કુર્આનમાં છે : **હિ-ય હત્તા મત્લઈલ્ ફજ્ર** (આ રાત પરોઢ ઊગતાં સુધી રહે છે). .......હદીસમાં આવ્યું છે : **મન હુ-રિમહા ફ-કદ્ હુ-રિમલ્ ખય્ર કુલ્લહૂ** (જે આ રાતે ઈબાદતથી મહરૂમ રહયો, તે બધી જ ખૈરથી મહરૂમ રહયો). આ હદીસ પણ અમારી જ દલીલ છે (આ હદીસથી પણ અમારી વાતની પુષ્ટિ થાય છે), કારણ કે મહરૂમ હોવાનો મતલબ આ છે કે કંઈ જ

મળે નહિ અને જો કંઈક મળી જાય તો પછી તે મહરૂમ લેખાશે નહિ. જેમ કે, ભિખારીને એક રૂપિયો યા એક પૈસોય મળી જાય તો તેને મહરૂમ કહી શકતા નથી. બસ, જો કોઈ માણસ આખી રાત ન જાગે, બલકે સેહરીમાં જ ઊઠીને સવાર (સુબ્હે સાદિક) પહેલાં બે રકા'ત નમાઝ પઢી લે, તો તેણે પણ શબે કદ્રની ફઝીલત પ્રાપ્ત કરી લીધી, તે મહરૂમ થયો નથી. જેમ કે, 'શામી'એ એક કથન આ પણ નકલ કર્યું છે : **વ કી-લ બિ-સાઅતિમ મિન્હૂ** (ઈબાદત માટે રાતે થોડો વખત જાગી લેવું પણ કાફી છે).

અને જો કોઈ માણસ હિંમત કરીને વધુ જાગશે તો બેશક, તેને ફઝીલત પ્રાપ્ત થશે, પરંતુ શબ–બેદારી (રાત્રિ જાગરણ) માટે આખી રાત જાગવું જરૂરી નથી, બલકે અમુક લોકો માટે તો આખી રાત જાગવાની મનાઈ છે, જેમને ઉજાગરો કરવાથી બીમાર થઈ જવાનો ભય હોય."

(બરકાતે રમઝાન : ૩૫૭)

## હિકમતે ઈલાહી

જો સતત દસ યા પાંચ રાતો જાગવાનો હુકમ આપવામાં આવત તો ઘણાખરા લોકો એની હિંમત ન કરત અને જો અમુક લોકો હિંમત કરી પણ લેત તો સ્વાસ્થ્ય (તંદુરસ્તી) પર એની બૂરી અસર પડવાનો ભય હતો.

એ કારણે અલ્લાહ તઆલાએ શબે કદ્રને તાક રાતોમાં ગોઠવી દીધી અને એ તાક રાતોને એવા અજીબ તરીકાથી વહેંચી દીધી કે લોકો એક રાત જાગી લે અને બીજી રાતે આરામ કરી લે. આ પ્રમાણે રાતોમાં જાગવાનું પણ મયસ્સર થઈ જાય અને તંદુરસ્તીને પણ કશી આંચ ન આવે.

(રમઝાન કયા હૈ ? : ૧૫૯)

# શબે કદ્ર કેવા આ'માલમાં ગુઝારે ?

શબે કદ્રમાં શબ–બેદારી (રાત્રિ–જાગરણ) માટે કોઈ ખાસ તરીકો અને કોઈ ખાસ ઈબાદત શરીઅત અને સુન્નતથી સાબિત નથી. પોતાની તબિયતની રસ–રુચિ અને બશાશત (પ્રફુલ્લતા) અનુસાર જે ઈબાદતમાં વધુ જીવ લાગે અને જે અમલમાં વધુ મન પરોવાય, એમાં પોતાનો સમય ખર્ચ કરે. આ રાતે વિવિધ ઈબાદતોને એકત્ર કરવી બેહતર છે. જેમ કે, તિલાવતે કુર્આને કરીમ, નવાફિલ, ઝિક્ર–અઝકાર, દુરૂદ શરીફ, દુઆ, ઈસ્તિગફાર... મોકો મળે તો કમ સે કમ સલાતુત્તસ્બીહ પઢી લેવી જોઈએ.

હઝરત મવલાના મુફતી અબ્દુશ્શકૂર સા. લખે છે :

"મુનાસિબ (જણાય) છે કે, જેટલો સમય જાગવું હોય, તેના ત્રણ ભાગ કરી લે. એક ભાગમાં નવાફિલ પઢે, એક

ભાગમાં તિલાવતે કલામુલ્લાહમાં મશગૂલ રહે અને ત્રીજો ભાગ ઈસ્તિગફાર, દુરૂદ શરીફ, ઝિક્ર વગેરેમાં પસાર કરે. અલ્લાહ તઆલાના ઈરશાદ : **ઉત્લુ મા ઊહિ-ય ઈલય્ક મિનલ કિતાબિ, વ અકિમિસ્સલા-ત ઈન્નસ્સલા-ત તન્હા અનિલ ફહ્શાઈ વલ્ મુન્કરિ, વ-લ ઝિક્રુલ્લાહિ અકબર**"★-માં આ જ ત્રણ ઈબાદતો : (૧) નમાઝ, (૨) તિલાવતે કુર્આન, અને (૩) ઝિક્રુલ્લાહને એક સ્થળે જમા કરી દેવામાં આવી છે. (ફઝીલતકી રાતેં : ૧૦૯)

## ઈફતારીને સેહરી સુધી વિલંબિત કરવાની તાકીદ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈફતારીને (રાતના ખાણાને) સેહરી સુધી વિલંબિત (મુઅખ્ખર) ફરમાવી દેતા હતા. હઝરત આઈશા (રદિ.) અને હઝરત અનસ (રદિ.)ની રિવાયતમાં છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ

★અર્થ : (હે નબી સલ. ! આપના તરફ વહી દ્વારા જે કિતાબ મોકલવામાં આવી છે, તેને પઢતા રહો અને નમાઝ કાયમ કરો. બેશક, નમાઝ બેહયાઈ અને અયોગ્ય કામોથી રોકે છે અને અલ્લાહની યાદ (ઝિક્ર) સૌથી મોટી ચીજ છે. (સૂ. અન્કબૂત : ૪૫)

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એમના માટે પડદો કર્યો હતો. (ઈબ્ને અબી આસિમ)

હઝરત હુઝયફહ (રદિ.)ની એક અન્ય રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રમઝાનની એક રાતે ખજૂરની ડાળખીઓના ઓરડામાં નમાઝ અદા ફરમાવી રહયા હતા તો પોતાની ઉપર પાણીની એક ડોલ વહાવી હતી.

ઈબ્ને જરીર (રહ.) ફરમાવે છે કે, સહાબએ કિરામ (રદિ.) આખરી અશરહની દરેક રાતે ગુસલ કરવાને મુસ્તહબ સમજતા હતા.... ઈમામ નખઈ (રહ.) અંતિમ અશરહની દરેક રાતે ગુસલ ફરમાવતા હતા.... ઝિર્ર બિન હુબૈશ (રદિ.)એ રમઝાનની સત્તાવીસમી રાતે ગુસલ કરવાનો હુકમ દીધો છે.

હઝરત સાબિત (રહ.)નું બયાન છે કે, હઝરત તમીમ દારી (રદિ.)એ પોતાના માટે એક હજાર દિરહમમાં એક જોડ ઉમદા કપડાં ખરીદયાં હતાં, જેને આપ તે રાત્રે પહેર્યા કરતા હતા, જેમાં આપને શબે કદ્ર હોવાની ઉમ્મીદ રહેતી હતી.

હઝરત અનસ બિન માલિક (રદિ.), હઝરત અબૂ સખતિયાની (રહ.), સાબિત બનાની (રહ.) વગેરે અકાબિર ઉમદા લિબાસ ઉપરાંત ખુશ્બૂ પણ લગાડતા હતા.

ઉપરોક્ત તમામ વાતોથી આ વાત પુરવાર થાય છે કે, જે રાતોમાં શબે કદ્રની ઉમ્મીદ હોય તે રાતોમાં પાકીઝગી,

સફાઈ અને ઝીનત ધારણ કરવી મુસ્તહબ છે. જુમ્અહ અને ઈદની જેમ ગુસલ કરી ઉમદા લિબાસ પરિધાન કરે અને ખુશ્બૂ લગાડે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)ની મરફૂઅ રિવાયતમાં છે કે, અલ્લાહ તઆલા વધુ હકદાર છે કે, એના માટે ઝીનત અપનાવવામાં આવે.

(લતાઈફુલ મઆરિફ : ૩૧૩)

## શબે કદ્રની નિશાનીઓ

અહાદીસમાં શબે કદ્રની અમુક નિશાનીઓ બયાન કરવામાં આવી છે. કેટલીક અહાદીસ અત્રે ટાંકવામાં આવે છે :

(૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ શબે કદ્ર વિશે ફરમાવ્યું :

"આ એક નરમ, ચમકદાર રાત હોય છે. ન ગરમ, ન ઠંડી. એ રાતની સવારે સૂરજ કમઝોર અને લાલાશ પડતો ઉદય પામે છે."

(બયહકી કૃત શુઅ્બુલ ઈમાન : ૩/૨૪૦, ઈબ્ને ખુઝયમહ : ૩/૩૩૧, મિન્હતુલ મા'બૂદ : ૧/૨૦૧, કશ્ફુલ અસ્તાર : ૧/૪૮૪, સંદર્ભ : ફઝીલતકી રાતેં : ૧૩૦)

(૨) હઝરત ઉબાદહ ઈબ્ને સામિત (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ શબે કદ્ર વિશે ફરમાવ્યું :

"શબે કદ્રની નિશાનીઓ પૈકી એક (નિશાની) આ છે કે, તે ચમકદાર, ખુલ્લી, ચોખ્ખી અને સાફ હોય છે, જાણે કે એમાં ચાંદ ખુલ્લો (પ્રગટ) હોય છે. તે સંતુલિત (મુઅ્તદિલ) હોય છે—ન ઠંડી અને ન તો ગરમ. આ રાત્રે સવાર સુધી આકાશના તારલા શયતાનોને મારવામાં આવતા નથી.... અને શબે કદ્રની નિશાનીઓમાંથી એક આ પણ છે કે, એ રાતની પછીની સવારે સૂર્ય કિરણો વગર ઉદય પામે છે, બિલકુલ સપાટ ટીકડી જેવો હોય છે, જેમ કે ચૌદમી રાતનો ચાંદ......"

(મુસ્નદે અહમદ : ૫/૩૨૪, મજ્મઉઝ્ ઝવાઈદ : ૩/૧૭૫, ફઝીલતકી રાતેં : ૧૦૭)

(૩) અલ્લામહ કુર્તુબી (રહ.) ફરમાવે છે કે,

હદીસમાં આવે છે કે, "શબે કદ્રની રાતે સવાર રોશન થતાં સુધી શયતાન નીકળતા નથી. તદુપરાંત, તેને કોઈની સાથે ફિત્નો—ફસાદ કરવાની હિંમત અને મજાલ હોતી નથી. વળી, આ રાતે કોઈ જાદૂગરનો જાદૂ પણ ચાલતો નથી.

(અલ જામિઅ્ લિ—અહકામિલ્ કુર્આન : ૨૦૧/૧૩૭, ફઝીલતકી રાતેં : ૧૩૭)

(૪) શબે કદ્રની રાતે દરિયાનું ખારું પાણી મીઠું થઈ જાય છે. જેમ કે :

''સહીહ રિવાયતોમાં આવ્યું છે કે, હઝરત ઉસ્માન બિન અબિલ આસ (રદિ.)નો એક ગુલામ હતો, જેણે વર્ષોવર્ષ વહાણવટુ ખેડયું હતું. તે જળજહાજ ચલાવતો હતો. એક દિવસ તે અમને કહેવા માંડયો કે, દરિયાની વિચિત્રતાઓમાં એક ચીજ મારા અનુભવમાં આવી છે, જેનાથી મારી અક્કલ હેરાન અને આશ્ચર્યચકિત છે. તે આ છે કે ખારવાળા દરિયાનું (ખારું) પાણી વર્ષમાં એક વાર મીઠું થઈ જાય છે. હઝરત ઉસ્માન બિન અબિલ આસ (રદિ.)એ તેને કહયું કે, જયારે આવી રાત આવે તો તું મને ખબર કરજે, જોઉં તો ખરો કે તે કઈ રાત છે અને તે રાત શું બુઝુર્ગી ધરાવે છે ? એ ગુલામે રમઝાન મુબારકની સત્તાવીસમી રાતે અમને કહયું કે, તે આ જ રાત છે.''

(તફસીરે અઝીમી : પારહ ૩૦, ''તફસીરે કબીર''માં સૂરએ કદ્રની તફસીરમાં પણ આ બનાવ નોંધાયેલો છે. ફઝીલતકી રાતેં : ૧૨૩)

(૨) હઝરત અબ્દહ બિન અબી લુબાબહ તાબિઈ (રહ.) ફરમાવે છે કે, ''મેં રમઝાન મુબારકની સત્તાવીસમી રાતે સમંદરનું પાણી ચાખ્યું તો તે મીઠુંમધ હતું.''

(ફઝાઈલુલ અવકાત : ૨૪૮, શુઅ્બુલ ઈમાન : ૩/૩૩૨, ફઝીલતકી રાતેં : ૧૨૩)

હઝરત અય્યૂબ બિન ખાલિદ (રહ.) કહે છે કે, મને

ગુસલની જરૂરત પડી. મેં સમંદરના પાણીથી ગુસલ કર્યું તો તે બિલકુલ મીઠું હતું–અને આ સત્તાવીસમી રાતનો બનાવ છે. (શબે કદ્ર કયાં હૈ ? : ૩૨)

(૩) શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સા (રહ.) લખે છે :

"મશાઈખે લખ્યું છે કે, શબે કદ્રમાં દરેક ચીજ સિજદહ કરે છે, અહિંયા સુધી કે વૃક્ષો જમીન પર ગબડી પડે છે અને પછી પોતાની જગ્યાએ ઊભા થઈ જાય છે."

(ફઝાઈલે રમઝાન : ૫૯)

(૭) ઈમામ ઈબ્ને જરીર તબરી (રહ.)એ અમુક બુઝુર્ગોથી નકલ કર્યું છે કે, આ રાતે દરેક ચીજ જમીન પર ઝુકીને સિજદહ કરે છે અને પછી પોતાની મૂળ સ્થિતિ પર આવી જાય છે. (અયની : ૫/૩૬૫)

પરંતુ આ વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ કે, આ વાતોનો સંબંધ કશ્ફ સાથે છે. સાહિબે કશ્ફ અલ્લાહ–વાળાઓની સામે આ ચીજો પ્રગટ થઈ જાય છે. આપણને આ ચીજો મહસૂસ થાય કે ન થાય, આપણે એની પરવા કર્યા વગર શબે કદ્રની તલાશમાં એકાગ્રતાપૂર્વક મચી પડવું જોઈએ.

# હિકમતે ખુદાવંદીનો તકાદો

જમ્હૂર સહાબએ કિરામ (રદિ.), મુફસ્સિરીન (રહ.) અને મુહદ્દિસીસ (રહ.) આ વાત પર સર્વસંમત છે કે, શબે કદ્ર રમઝાન મુબારકના અંતિમ અશરહની કોઈ પણ તાક (એકી) રાતમાં હોય છે. હિકમતે ખુદાવંદી અનુસાર એને ગુપ્ત જ રાખવામાં આવી છે.

.........હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) યા હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)થી જે ૨૧ થી ૨૭ ની રિવાયત સિહાહ સિત્તહમાં મન્કૂલ છે, તે એવી નિશાનીઓ નિહાળવાને કારણે છે, જે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ શબે કદ્ર વિશે બયાન ફરમાવી હતી, તો જેણે જે નિશાની જે રાત્રે નિહાળી, તેના જ વિશે બયાન કરી દીધું અને અલ્લાહ તઆલાની હિકમતનો તકાદો પણ આ જ હતો કે એક પ્રકાર અને પદ્ધતિ દ્વારા જો શબે કદ્રને જાહેર કરી દેવામાં આવે, તો બીજા પ્રકાર અને પદ્ધતિ દ્વારા તેને મોઘમ રાખવામાં આવે. એ જ કારણે નિશાનીઓમાં (અમુક) એવી નિશાનીઓ બયાન કરવામાં આવી, જે શબે કદ્ર પસાર થઈ ગયા પછી જાહેર થાય છે. દૃષ્ટાંત રૂપે આપ (સલ.)એ ફરમાવ્યું કે તે (શબે કદ્ર) એવી રાત છે, જેના પછી સવારે સૂરજ ઊગશે તો એનાં કિરણો નહિ હોય, બલકે માત્ર તેનો કુર્સ (પિંડો કે ગોળો) નજરે પડતો હશે, જેવી રીતે

ધુમ્મસ અને હલકા વાદળોમાં સૂર્ય કિરણો વગર જોવા મળે છે. (મઆરિફુલ કુર્આન ઇદ્રીસી : ૮/૫૧૧)

# એક શંકાનું સમાધાન

શું આખી દુનિયામાં એક જ તારીખે અને એક જ સમયે શબે કદ્ર હોય છે ?

'મતાલિઅ (ક્ષિતિજો)ની વિવિધતા અને ભિન્નતાને કારણે વિવિધ દેશો અને શહેરોમાં શબે કદ્ર વિવિધ દિવસોમાં હોય તો એમાં કોઈ વાંધાજનક વાત નથી, કારણ કે દરેક સ્થળના એ'તિબારથી જે રાત શબે કદ્ર ઠેરશે, તે સ્થળે તે જ રાતે શબે કદ્રની બરકાત પ્રાપ્ત થઈ જશે...."

(મસાઈલે શબે બરા'ત વ શબે કદ્ર : ૯૧)

આ શંકાનું નિવારણ કરતાં હઝરત મવલાના અશરફ અલી સા. થાનવી (રહ.) ફરમાવે છે :

"અમુક લોકોને શાયદ એક ફલસફી શંકા થતી હશે કે ચાંદમાં આજકાલ વિવિધતા રહે છે તો જે રાત અહિંયા સત્તાવીસમી હશે, તે અમુક સ્થળે અઠ્ઠાવીસમી હશે, તો શું શબે કદ્ર બે હોય છે ? અને જો એક હોય તો કોની રૂયત (દર્શન)નો એ'તિબાર થશે ? આ પ્રશ્નનો ઉત્તર આ છે કે,

આપ જાણો જ છો કે ત્યાં રાત–દિવસ નથી અને આ વાત તો ખુદ વૈજ્ઞાનિકો પણ સ્વીકારે છે કે, રાત– દિવસ(ની ઘટમાળ) વાયુમંડળની ઉપર નથી, બલકે એકસરખી હાલત છે. આ જવાબ મારા દિલમાં આવવા બદલ ઘણી ખુશી ઊપજી...... એનું દષ્ટાંત વરસાદ જેવું છે કે અહિંયાના આકાશમંડળની નીચે આજે વરસાદ છે અને કલકત્તાના આકાશમંડળની નીચે કાલે વરસાદ છે. આ જ પ્રમાણે જો શબે કદ્ર પણ આજે અહિંયા હોય અને કલકત્તામાં કાલે હોય તો એમાં વાંધાજનક વાત શી છે ? શું વરસાદમાં પણ ભિન્નતા રહેતી નથી ? તો પછી રૂહાની વરસાદની બરકાતમાં આવી ભિન્નતા અને વિવિધતા રહે તો એમાં આશ્ચર્યજનક વાત શું છે ? આ કારણે તમે નચિંત બની પોતપોતાની તારીખોના હિસાબે જ કામ કરો. અલ્લાહ તઆલા તો સૌની નિય્યતોને જાણે છે અને કામને જુએ છે. તે, સૌને તેમના હિસાબ અનુસાર શબે કદ્રની બરકાત અતા ફરમાવશે."

(બરકાતે રમઝાન : ૪૪૫)

## શબે કદ્ર : મુન્કરાત અને બિદઆત

દુર્ભાગ્યવશ યા કમનસીબે શબે કદ્રમાં અમુક મુન્કરાત (અનિષ્ટો), બિદઅતો અને ગલત રસમો–રિવાજ પ્રચલિત

થઈ ગયાં છે, જેનાથી બચવું અત્યંત જરૂરી છે :

(૧) આ રાતે મસ્જિદોમાં ભારે લાઈટીંગ અને શણગાર કરવામાં આવે છે. ફુઝૂલખર્ચી (દુર્વ્યય) હોવાને કારણે આ નાજાઈઝ છે.

(૨) ઘણા લોકો આ રાત્રે સલાતુત્તસ્બીહ જમાઅત સાથે પઢે છે, જે સહીહ નથી, કારણ કે નવાફિલને જમાઅત સાથે પઢવાને ફુકહાએ કિરામે મકરૂહ લેખાવ્યું છે. જો કોઈએ સલાતુત્તસ્બીહ પઢવી હોય તો જરૂર પઢે, પરંતુ એકલા પઢે.

(ફતાવા દારુલ ઉલૂમ : ૪/૩૧૩, સંદર્ભ : રદુલ મુહતાર : ૩૬૩)

(૩) જો ચાર મુક્તદી હોય તો નવાફિલની જમાઅત મકરૂહે તહરીમી છે, ત્રણમાં મતભેદ છે અને બે મુક્તદી હોય તો કરાહત વગર જાઈઝ છે. (ફતાવા રશીદિય્યહ : ૨૯૯)

(૪) આ રાત્રે મસ્જિદોમાં જમા થવાથી અને તકરીરો વગેરેના આયોજનથી ફાયદો તો થાય છે, કારણ કે હળી-મળીને જાગવું આસાન થઈ જાય છે, પરંતુ એની હંમેશા પાબંદી કરવી અને એનો પુષ્કળ પ્રમાણમાં ઈહ્‌તિમામ (પ્રબંધ) કરવો સારી વાત નથી. ઉલમાએ કિરામે એને પસંદ કર્યું નથી.

(મરાકિલ ફલાહ : ૨૧૯, મસાઈલે શબે બરા'ત વ શબે કદ્ર : ૧૧૧)

(૫) મુબારક રાતોમાં મસાજિદમાં આવીને ઈબાદત

કરવાના ત્રણ પ્રકાર છે :

(૧) (જો કોઈ માણસે) મસ્જિદમાં આવીને ઈબાદત કરવાનો ઈહતિમામ કર્યો નથી, બલકે અચાનક (કોઈ જાતના પ્રયોજન વગર) મસ્જિદમાં આવીને તિલાવતે કુર્આન અને ઝિક્રમાં મશગૂલ થઈ ગયો તો એ જાઈઝ છે, પરંતુ જો તે ઘરમાં નવાફિલ પઢત અને ઝિક્ર કરત તો વધુ સવાબ પામત; બલકે મસ્જિદે હરામ અને મસ્જિદે નબવી (સલ.)ની સરખામણીમાં પણ ઘરમાં નફલ ઈબાદત કરવાનો સવાબ વધુ છે અને આ વાત હદીસથી સાબિત છે........

(૨) મસ્જિદમાં આવવાનો (કાયદેસર) ઈહ્તિમામ કરાયો હોય તો આ બિદઅત છે, કારણ કે નવાફ઼િલ માટે મસ્જિદે આવવાનો ઈહ્તિમામ કરવાનો મતલબ તો એ થયો કે તે મસ્જિદમાં નવાફિલ પઢવાને વધુ સવાબકારક સમજે છે અને આ (કૃત્ય) પવિત્ર શરીઅત પર (એક પ્રકારની) ઝિયાદતી છે; બલકે અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુકાબલો (કરવા સમાન) છે, કારણ કે હદીસ શરીફમાં તો આ વાતની સ્પષ્ટતા છે કે ઘરમાં નવાફિલ પઢવા વધુ અફઝલ છે.

(૩) ખાસ રાતોમાં હય્અતે ઈજ્તિમાઈય્યહ (સામૂહિક સ્વરૂપ) સાથે મસ્જિદમાં ઈબાદતનો ઈહ્તિમામ કરવો બિદઅત છે. જેમ કે, નવાફિલની જમાઅત કરવામાં આવે યા તકરીરોનો ઈહ્તિમામ કરવામાં આવે તો આ સૂરત (પણ)

બિદઅત છે. બીજા (નંબરની) સૂરતથી પણ વધુ બૂરી છે. એમાં એક ખરાબી તો તે છે, જે બીજા ક્રમમાં વર્ણવાઈ છે. બીજી ખરાબી આ પણ છે કે, નફલી ઈબાદત માટે હયૂઅતે ઈજ્તિમાઈય્યહ પેદા કરી લીધી, જે શરઈ દષ્ટિએ મમ્નૂઅ (નિષિદ્ધ) છે...... (અહસનુલ ફતાવા : ૧/૩૭૨)

(૪) શબે કદ્રમાં સાત વખત સૂરએ મુલ્કની તિલાવત ગેર મસ્નૂન છે. (દુઆકે મસાઈલ : ૧૫૮)



# સંદર્ભ

(૧) કુર્આન શરીફ

(૨) લયલતુલ કદ્રકી અહમ્મિય્યત

(લેખક : હઝ. મવ. ઈહ્તિશામુલ હક થાનવી રહ.)

(૩) બરકાતે રમઝાન

(હઝ. મવ. મુહમ્મદ મન્ઝૂર નુઅમાની રહ.)

(૪) આ'માલે રમઝાન

(હઝ. મવ. નજમુલ હક થાનવી સા. મ. ઝિ.)

(૫) હમ માહે રમઝાનમેં કૈસે રહેં ?

(હઝ. મવ. ગિયાસ અહમદ રશાદી સા. મ. ઝિ.)

(૬) મસાઈલે શબે બરા'ત વ શબે કદ્ર

(હઝ. મવ. મુહમ્મદ રફઅત સા. કાસિમી મ. ઝિ.)

(૭) સાલભરકે મસ્નૂન આ'માલ

(હઝ. મવ. અશરફ અલી સા. થાનવી રહ.)

**(૮) માહે રમઝાન ઔર પયામે કુર્આન**

(હઝ. મવ. સય્યિદ સલમાન હુસૈની નદવી સા. મ. ઝિ.)

**(૯) બારહ મહીનોંકે ફઝાઈલ**

(હસન ભડકોદ્રવી)

**(૧૦) ચાલીસ હદીસેં મુતઅલ્લહ ફઝાઈલે રમઝાન વ સિયામ** (હઝ. મવ. આશિક ઈલાહી બુલંદશહરી રહ.)

**(૧૧) તર્જુમએ શય્ખુલ હિન્દ (રહ.) ..... તફસીર : હઝરત મવલાના શબ્બીર અહમદ સા. ઉસ્માની (રહ.)**

**(૧૨) ઈઝાહુલ મનાસિક**

(મુફતી શબ્બીર અહમદ કાસિમી સા.)

**(૧૩) મસ્નૂન વ મકબૂલ દુઆએં**

(હઝ. મવ. આશિક ઈલાહી બુલંદશહરી રહ.)

**(૧૪) મુખ્તસર અત્તરગીબ વત્તરહીબ**

(હાફિઝ શિહાબુદ્દીન અહમદ ઈબ્ને અલી ઈબ્ને હજર અસ્કલાની રહ.)

**(૧૪) મુસલમાનોંકે શબો-રોઝ ("લતાઈફુલ મઆરિફ"ની ઉર્દૂ આવૃત્તિ)**

(ઈમામ હાફિઝ ઝયનુદ્દીન અબુલ ફરજ અબ્દુર્રહમાન ઈબ્ને અહમદ ઈબ્ને રજબ હંબલી, દમિશ્કી રહ.)

**(૧૫) ''અલ બલાગ'',** કરાચી, માર્ચ–૧૯૯૨/ફેબ્રુ. ૧૯૯૬/ મે ૧૯૯૮.

**(૧૬) ''બચ્ચિનાત'',** જૂન–૧૯૮૬.

**(૧૭) મઆરિફુલ કુર્આન : ભાગ–૮**

(હઝ. મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સા. રહ.)

**(૧૮) હિસ્નુલ મુસ્લિમ**

(ફઝીલતુશ્શૈખ સઈદ બિન અલી અલ્ કહતાની)

**(૧૯) તોશ–એ–આખિરત** (''ઝાદુલ મઆદ ફી હુદ્યિ ખય્રિલ ઈબાદ''નો ઉર્દૂ અનુવાદ)

**(૨૦) ફઝાઈલે રમઝાન**

(શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સા. રહ.)

**(૨૧) રમઝાનના આખરી અશરહના અહકામ**

(હઝ. મવ. અશરફ અલી સા. થાનવી રહ.)

**(૨૨) ફઝીલતકી રાતેં : ફઝાઈલ વ મસાઈલ**

(મવલાના નઈમુદ્દીન સા.–ફાઝિલ : જામિઅહ મદનિય્યહ, લાહોર)

**(૨૪) બરકાતે આ'માલ**

(હાફિઝ ઝિયાઉદ્દીન મુહમ્મદ બિન અબ્દુલ વાહિદ બિન અહમદ અલ્ મુકદસી)

**(૪૧) મઆરિફુલ કુર્આન**

(હઝરત મવલાના મુહમ્મદ ઈદ્રીસ સા. કાંધલવી રહ.)

**(૪૨) મિશ્કાતુલ મસાબીહ** (મિશ્કાત શરીફની સંક્ષિપ્ત આવૃત્તિ)

(અનુવાદ અને વિવરણ : હઝ. મવ. ખ્વાજા અબ્દુલ હય ફારૂકી વગેરે)

**(૪૩) તુહફ-એ-હુફ્ફાઝ**

(અકાબિર ઉલમાએ કિરામના લેખોનો સંગ્રહ

# સમાપ્ત